॥ हरि ॐ तत्सत् ॥



# પંચામૃત-પ્રસાદ

## કાવ્યમાળા

| | |
|---|---|
| ૧ દૂધ—પ્રાર્થનામૃત | ૧ પરમ પ્રસાદ-કૃષિકાર |
| ૨ દહીં—પ્રેમામૃત | ૨ પામર પ્રસાદ- |
| ૩ ઘી—દિવ્યામૃત | (દુનિયાદારી) |
| ૪ મધ—જ્ઞાનામૃત | ૩ વાણી વિલાસ- |
| ૫ સાકર—આશામૃત | (હરિફાઇ) |

કિંમત બાર આના.

પ્રયોજક ને પ્રકાશક:
**મગનલાલ નારાયણદાસ પટેલ**
મહેતાજી–બીડજ લો. બો. પ્રા. કુમારશાળા
(ખેડા ડી. સ્કુલબોર્ડ)
મુ. લાલી. તાઃ મહેમદાવાદ



આવૃત્તિ પહેલી — પ્રત ૧૦૦૦
સંવત ૧૯૯૭ — સને ૧૯૪૧

: મુદ્રક :
**નાનાલાલ સોમાલાલ શાહ**
ધી અરુણોદય પ્રિન્ટીંગ પ્રેસ,
ડોશીવાડાની પોળ : કાળુપુર,
**અમદાવાદ.**

ॐ तत्सत् परमात्माय नमः

હે કૃષ્ણ ગોવિંદ હરે મુરારે
હે નાથ નારાયણ વાસુદેવ.



यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

# — સમર્પણ —

( શાર્દૂલ વિક્રિડિત )

વિભો પ્રેમથી પોષી તેં મુજ મતિ આધાર આપ્યો અરે !
તો હું અલ્પ જીવ આ વદી શક્યો તું ગુણને હરિ ખરે !
રે ! રે ! નાથ ! નહિજ શક્તિ મુજમાં જે આ થયું તુજથી,
તુજ કૃપાની પ્રસાદ ભુક આ ચરણે ધરૂં હેતથી.
હે વિશ્વ વિલોકી દેવ તુજનો પૂરો ન પાર પામું હું,
અલ્પાંગિજ પણ પ્રેમપુંજની સ્વીકાર ભેટ આ વિભુ.

ૐ તત્સત્ પરમાત્માય નમઃ

# ॥ સ્નેહાર્પણ ॥

## ॥ હરિ ૐ તત્ સત્ ॥

વિશ્વને પ્રકાશ આપનાર,
સચ્ચિદાનંદ શ્રી હરિને;
સર્વાત્મભાવે સ્નેહાર્પણ.

---

પ્યારા પ્રભુની પ્રિતડી, લાગે ઘણી એ મીઠડી;
ચરણે નમું હું હરખધરી, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૧

કાવ્ય પંચામૃત કર્યું, ભક્તિજ્ઞાન યોગે ભર્યું;
શ્રીહરિને ચરણે ધર્યું, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૨

પ્રસ્તાવના પ્રભુ નામની, શ્રી સ્વયંભૂ ધામની;
પ્યારા પ્રભુના પ્રેમની, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૩

આશિષ નારાયણ તાતની, ભકિત અમૃત માતની;
નવલ વર્ષના પ્રભાતની, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૪

રે, વ્હાલા વેગે આવશો, દયા દીલ પર લાવશો;
સંદેશ શુભ કેવરાવશો, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૫

મુજ પર અમિ દ્રષ્ટિ કરી, નજર કરશો પ્રેમ ભરી;
બેસું નિજ ઠામે ઠરી, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૬

શુભ પત્રિકા અર્પણ કરી, હોંશ હૈયે અદકી ધરી;
વૃત્તિ મારી ત્યાં ઠરી, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૭

પ્રેમ પત્રિકા સ્વીકારશો, મુજ દાદ દીલમાં ધારશો;
**મગન** મન હરખાવશો, એ હરિતણો ઉપકાર છે—પ્યારા. ૮

# ॥ નમ્ર વિજ્ઞપ્તિ ॥

નિવેદન તો પ્રથમજ લખ્યું હતું, ત્યાર બાદ આભાર ને વિનંતિ લખી, આ બધુ પુસ્તક છપાવ્યા અગાઉ થયું. પરંતુ પુસ્તક છપાવવામાં રા. રા. શકરાભાઈ શીવાભાઈએ અરુણોદય પ્રેસના મેનેજર રા. રા. અંબાલાલ કે જોશીની સાથે મળીને નિયમસર પુસ્તક છાપવાની અને ફરમા તપાસવાની સગવડતા આપ મેળે કરી લીધી તે બદલ તેમનો આભાર માનું છું.

અગાઉથી ગ્રાહક થનાર બહારગામના સજ્જનોને બૂક પોષ્ટથી પુસ્તક મોકલવામાં આવે તે બૂક પોષ્ટની કિંમત ભરી સ્વીકારી લેશે. અને જે ભાઈઓના પૈસા બાકી છે. તેમને વી. પી. મળે તે છોડાવી લેશે. લડાઈના સંજોગોને લીધે કાગળની સખ્ત મોંઘવારીને લીધે મારા ધારવાથી ડબલ ખર્ચ થયું છે.

છપામણી, કાગળ, બંધામણી વગેરે તમામ બાબત પ્રત્યે સારૂં કરવાની ભાવના રાખી છે. તે પુસ્તક ઉપરથીજ જણાશે, અને તેથીજ બાર આના કિંમત રાખી છે. પુસ્તક છપાવવાનો આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી તેમજ નોકરી અને વહેવારિક બંને બાજુએથી અનિવાર્ય સંજોગો હોવાથી દોડાદોડનો ખર્ચનો બોજો વધારે પડયો છે. તેમ છતાં સુજ્ઞ મહાશયોએ સહકાર આપ્યો છે. અને હવે પછી પણ સહકાર મળશે. તેથી મારો શ્રમ સફળ થયો માની કૃતાર્થ થઈશ.

ની. મુ. ના સુજ્ઞ મહાશયોએ નિઃસ્વાર્થ ભાવે મને ઉત્સાહ આપી શુદ્ધ પ્રેમ બતાવ્યો છે. તે સજ્જનોનો આભાર માનવામાં આવે છે.

૧ નામદાર દરબારશ્રી. નારણસિંહજી ચંદ્રસિંહજી સાહેબ.
પાટડી સ્ટેટ. તા. વીરમગામ.

૨ રા. રા. રેવાશંકર નાનાલાલ વૈદ્ય — બીડજ. તા. મહેમદાવાદ.

૩ ,, ગટોરભાઈ હિંમતલાલ પટેલ — હનુમાનવાળી પોળ—કાલુપુર (અમદાવાદ.)

૪ રા. રા. ફકીરભાઈ પ્રહ્લાદભાઈ પટેલ — રખીયાલ—અમદાવાદ.

**મ. ના. સ્નેહિયવંદન.**

# ॥ સમર્પણાર્પણ ॥

રા. રા. સુજ્ઞ મહાશય,

**શ્રી ચુનીલાલ ભુધરદાસ પટેલ.**

રખીઆલ—**અમદાવાદ.**

ખાસ કરીને આ પંચામૃત–પ્રસાદ (કાવ્યમાળા) ભક્તિમાર્ગનું પુસ્તક હોઈ પ્રથમથીજ વિશ્વને પ્રકાશ આપનાર શ્રી પરમાત્માને અર્પણ કરેલું હોવા છતાં ની. મુ. ની શુભ લાગણીથી ઉત્તેજીત થઈ "આત્મવત્ સર્વ ભુતેષુ" "ભક્તાધિન ભુધર" એ શ્રેણીને માન્ય રાખી સમર્પણાર્પણ કરૂં છું.

શ્રી સ્વયંભૂ કેળનાથ મહાદેવના દર્શનાર્થે હું વારંવાર જાઉં છું, અને ફુરસદને વખતે ઘડી બે ઘડી વિશ્રામ મેળવું છું, ત્યારે સ્વયંભૂની અખંડ જ્યોત સામે બેસી ધ્યાન મગ્ન થાઉં છું. અખંડ દીવાનું ઘી કાયમ આપ મોકલાવો છો. પુસ્તકની શરૂઆતમાં શ્રી સ્વયંભૂ સ્તવન માળા છે, તેથી પ્રસન્ન થઈ મને ઉત્તેજન આપ્યું છે. અનિવાર્ય સંજોગોને લીધે વહેવારિક મુશીબતો હોવા છતાં સત્કાર્યોમાં તન, મન ને ધનથી ભાગ લઈ રહ્યા છો, એ શુભ લાગણીથી પ્રેરાઈ આ પુસ્તક આપને સમર્પણ કરૂં છું. તા. ૧–૧–૪૧.

અંગ્રેજી બેસતું વરસ.
બુધવાર.
પોષ સુદી ૪.

આપનો સ્નેહાધીન,
**મગનલાલ નારાયણ પટેલના**
સ્નેહિય વંદન.

હરિગીત છંદ.

શુભ શહેર અમદાવાદમાં, રખીયાલ નામે ગામ છે.
ભુધરદાસના સુત તે, ચુનિલાલભાઈ નામ છે.
ધૃત દીવાનું મોકલે એ, સ્વયંભૂ સાક્ષાત છે;
કેળનાથ એ મહાદેવ તે, બિડજમાં પ્રખ્યાત છે.–૧
એ ભક્ત પુરા દાન શુરા, શુભ કામમાં રસદાર છે:
સાદા અને સન્માન પુરા, સિદ્ધ સરળતા અપાર છે.
ભણે મગન એ માન લાયક, વિવેકમાં વિખ્યાત છે;
દિવ્ય જ્યોત જલે અખંડ તે, બિડજમાં સાક્ષાત છે.–૨

સવૈયા છંદ.

ધન્ય ભક્ત જન પ્રેમી દયાળુ, અમ ઉપર છે સારો સ્નેહ:
બિડજ ગામે પ્રેમ મેળવ્યો, ચુનિલાલની થાય ફતેહ.
વખત વિચારી કામ કરો છો, શ્રી શિવશંકરને ભજનાર;
શ્રી સ્વયંભૂ કેળનાથમાં, અખંડ જ્યોત પ્રગટનાર.–૧
ભક્તિ તમારી સુંદર સારી, વિવેકથી વધીયાં છે માન;
રાજી રાજી સર્વે રહેતા, કરે તમારા ગુણનાં ગાન.
શ્રી ચુનિલાલનો જય થાઓ, ભુધર પેઢી તારણહાર;
શ્રી સ્વયંભૂ કેળનાથમાં, અખંડ જ્યોત પ્રગટનાર.–૨
રખીયાલ ગામે બાળક માટે, આશિષ લીધી છે સુખકાર;
તન, મન, ધનથી સેવા અર્પી, વિદ્યા દાનમાં સ્નેહ અપાર.
નવી નિશાળ બંધાવવામાં, મદદ કીધી અપરંપાર;
શ્રી સ્વયંભૂ કેળનાથમાં, અખંડ જ્યોત પ્રગટનાર.–૩
શુભ સદ્‌ગુણથી આકર્ષાઈને, જે જેનું તે તેમાં જાય:
શુદ્ધ સ્નેહની નિશાનીમાં, આ પુસ્તક પણ અર્પણ થાય,
સ્નેહ સહિત સ્વીકારી લેશો, મુજ હૃદયમાં હર્ષ અપાર:
શ્રી સ્વયંભૂ કેળનાથમાં, અખંડ જ્યોત પ્રગટનાર.–૪

# નિવેદન

ભલી ભારતભૂમિમાં અનેક પવિત્ર સંત પુરૂષોએ જન સમાજને પ્રભુ તરફ પ્રયાણ કરવા પ્રયત્ન કર્યો છે. શ્રી પરમકૃપાળુ પરમાત્માના ગુણાર્વિંદનું પવિત્ર લઘુ પુસ્તક પ્રેમ પૂર્વક આપની સેવામાં રજુ કરતાં મને તો આનંદજ છે. "વાંકી ચુંકી તો પણ ઘઉંની રોટલી" એ કહેવત અનુસાર અંતર્યામી પરમાત્માના ગુણગાન ગાંડા ઘેલા કાલા વાલાથી પણ થઇ શકે છે તે મુજબ શાસ્ત્રકારોએ નવધા ભક્તિ વર્ણવી છે. તેમાં પ્રેમ લક્ષણા ભક્તિનો સમાવેશ થાય છે.

પ્રાચીન સમયમાં નિવૃતિ મેળવી ભક્તિ પ્રત્યે વધુ લક્ષ રાખવામાં આવતું, પરંતુ અર્વાચીન સમયમાં પ્રવૃતિ વધી પડવાથી આ તરફ દુર્લક્ષ જોવામાં આવે છે. મોર કળા કરીને આનંદ માને છે. કે વાહરે વાહ હું કેવો સુંદર દેખાઉં છું. પરંતુ તે જાણતો નથી કે સામેથી જોવાવાળા આનંદ પામે છે, પરંતુ ગુહ્ય ભાગ ખુલ્લો થયો છે. તેની કલ્પના પણ કરતો નથી. દુનિયા આગળ વધે છે કે પાછળ પડે છે તે બાબત દંભ ભરેલી દુનિયાની થોડોક રૂપ રેખા જણાવી છે. કારણ કે આચાર અને રહેણી એ ભક્તિનાં અંગો છે.

**સતમાં સુખ સાચું સદાય વસે,**
**સતથી અતિ વિશ્વપતિ રીઝશે,**
**નથી સત્યવિના કંઇ ધર્મ બીજો,**
**ઇતી સત્યથી સ્વર્ગ સદાય રીઝો**

**—મ. બ. હોરા.**

આ કવિતા ત્રીજી ચોપડીમાં દરેક જણ ભણી ગએલા હોવા છતાં હળાહળ જુઠને પ્રપંચ વધી પડયાં છે, સમાજના સડાને લીધે ખરાબ રૂઢીઓ પણ વધી પડી છે. દેખાદેખી ખર્ચાળ પદ્ધતિ પણ વધી પડી છે અને મિથ્યાભિમાનને આડંબર ફેલાયો છે. તેના નિવારણ માટે ડાહ્યા અને સમજુ યુવકોનું લક્ષ દોરાયું છે, તે ઇચ્છવા યોગ્ય છે, પરંતુ જ્યાં સુધી ખરૂં રહસ્ય સમજાવીને સંગઠન કરવામાં ન આવે ત્યાં સુધી તેનુ શુભ પરીણામ આવી શકે નહિ જો સમાજને ધર્મ ઉપર શ્રદ્ધા હોય, તો તે જરૂર પાપ કર્મથી ડરે. ફકત જ્યાં નામનોજ ધર્મ માનવામાં આવતો હોય ત્યાં તેની કંઈપણ અસર જણાતી નથી. ધર્મને જાણવાથી કલ્યાણ થતું નથી પણ ધર્મ પાળવાથીજ કલ્યાણ થાય છે. જેમ ભોજન જોવાથી ક્ષુધા દૂર થતી નથી, પથ્ય પાળ્યા વિના ફક્ત એકલા ઓસડથી આરામ થતો નથી, તેવીજ રીતે ભણવામાં આવે છે પરંતુ જ્યાં સુધી ગણવામાં ન આવે ત્યાં સુધી ભણતર નકામું છે " વાંચે પણ ન કરે વિચાર, તે નર પણ એક ગમાર." અથાગ પુસ્તકો છપાઈ ચૂકયાં છે પરંતુ તેનો જોઈએ તેવો સદુપયોગ થતો નથી સર્વ ભાઇ બ્હેનોને મારી નમ્ર વિનંતિ છે કે હરકોઈ પુસ્તક વાંચીને તેનું મનન કરવું અને જો તેમાં કંઈ સત્ય વસ્તુ જણાતી હોય તો તેમાંથી બની શકે તેટલું અમલમાં મૂકવું જોઈએ.

દયા અને સત્ય એ બેનું અહર્નિશ સેવન કરવાથી આ લોક અને પરલોકમાં સુખી થવાય છે. મનુષ્ય માત્રને જન્મથી મરણ પર્યંતના આચરણનું ફળ એજ તેની નામના છે અને સદાચરણી થયા સિવાય નામના મળવી કઠણ છે. પૂર્વના માઠા કર્મના યોગે વિપત્તિ આવે છે, પરંતુ ઇશ્વિર પરાયણ રહેવાથી સ્થિરતા રાખી શકાય છે. કેટલાક ઠગ ભક્તો ઉપલક મોટાં ટીલાં તાણી હાથમાં માળા અને હૈયામાં લાળા " જેવું કરે છે તે ઇશ્વરના બેવડા ગુન્હેગાર છે અતંઃકરણ નિર્મળ થયા સિવાય પ્રભુ પ્રાપ્તિ થઈ શકતી નથી.

 

જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી ભાવે કે કભાવે દેહના ધર્મો સંભાળવાની જરૂર છે જ પણ તેમાં મુગ્ધ બનીને પ્રપંચ જાળમાં ફસાવું નહિ. આધિ, વ્યાધિ અને ઉપાધીમાં સપડાયેલો જીવત્મા ક્રમે ક્રમે ઉચ્ચ શ્રેણીએ જઈ શકે છે. "લીટે લીટે હાલોરે ભાઈઓ ખાડામાં ખદબદીયાં" એવી નીચ ભાવનાવાળા બગ ભગત કંઈએ સિદ્ધ કરી શક્તા નથી જેને આચાર શું? વિચાર શું? સત્ય શું? ને અસત્ય શું તેનું જરાએ ભાન નથી. તે મનુષ્ય **अहंब्रह्मास्मि**ની પોકળ વાતો કરી શું ઉકાળવાનો છે. ઋષિ મુનિઓ પોકારી પોકારીને કહી ગયા છે કે સોનાના પાત્ર સિવાય સિંહણનું દુધ રહી શકે નહિ. પંચ વિષયમાં ડુબેલા અને પંચ શત્રુઓથી ઘેરાએલા આસુરી જીવાત્માને એકદમ **अहंब्रह्मास्मि**ના રસનું પાન કરાવવું નિરર્થક છે માંદા માણસને ઉત્તમ વાનીનાં ભોજન જેમ જેમ આગ્રહપૂર્વક વધુને વધુ ખવરાવામાં આવે, તેમ તેમ તેને ઉલટો મંદવાડ વધે છે. પરંતુ જો તેનું ખરેખરૂં હીત ચાહતા હોઈએ તો તેને પ્રથમ રેચક અને કડવી દવાઓનું પાન કરાવવું એ હીતકર છે, આ બધી વસ્તુસ્થિતિ ધ્યાનમાં લઈ નેજ શાસ્ત્ર રચાએલાં છે તેમાં મૂઢ આસુરી પંક્તિનાને ભયથી અને કંઈક સમજતાને સ્વર્ગાદિક લાલચથી અને દૈવી મનુષ્યોને જ્ઞાનથી પ્રભુ તરફ પ્રયાણ કરવા માટે સમજાવવા પ્રયત્ન કરેલો છે.

આ કાવ્ય લખવાનો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો, પરંતુ જે જેનું તે તેમાં જાય એ આકર્ષણ શક્તિના નિયમને લીધે અત્રેના વૈદ શ્રી રેવાશંકરભાઈએ શ્રાવણ જન્માષ્ટમીના મેળા વખતે શ્રી કેળનાથ મહાદેવનું કાવ્યમાં વર્ણન લખવાનો આગ્રહ કર્યો. આજ-કાલ કરતાં ૧૦ વરસથી હું દર્શનાર્થે જતો હોવાથી અને જંગલમાં મંગલ જેવી રમણિય જગામાં અલૌકિક ભવ્યતા નજરે નિહાળવાથી શ્રી સ્વયંભૂની પ્રેરણાથી મને પણ ઉત્કંઠા થઈ, અને ટુંકાણમાં વર્ણન લખ્યું, અને તે ભક્તશ્રી ફકીરદાસ અને ગટોરભાઇને વંચાવ્યું. તેમને

તે પસંદ પડયું, અને તેમણે પુસ્તકના રૂપમાં બહાર પાડી શકાય તો ઠીક એવી ઇચ્છા પ્રદર્શિત કરી પરંતુ ફુરસદના અભાવે વિલંબ થયો. હું આ સુયોગ પ્રાપ્ત કરી શક્યો ને નિર્વિઘ્ને કાર્ય પૂર્ણ કર્યું તે ઉપકાર પરમાત્માનોજ ગણાય. તે માટે મારા ભણતરની દરરોજ યાદ કરૂં છું તે પ્રાર્થના મને પ્રિય લાગે છે.

**અસત્યો માંહેથી, પ્રભુ પરમ સત્યે તું લઇ જા,**
**ઉંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા;**
**મહા મૃત્યુમાંથી અમૃત સમિપે નાથ લઇ જા,**
**તું હીણો હું છું તો તુજ દર્શના દાન દઇ જા.**
**થતું જે કાયાથી ઘડીક ઘડી વાણીથી ઉચરૂં,**
**કૃતિ ઈંદ્રિયોની મુજ મન વિષે ભાવ જ સ્મરૂં.**
**સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કંઇ કરૂં,**
**ક્ષમા દ્રષ્ટે જો જો તુજ ચરણમાં નાથજી ધરૂં.**

"એક પંથ ઔર દો કાજ થાય." એમ મારી દરેકાઈ વ્યક્તિને એક નહિ તો બીજી રીતે ઉપયોગી નીવડે, એ આશયથી સામાજીક વિષય પણ લીધા છે, થોડું ભણેલાં ભાઈ બ્હેનો સહેલાઇથી વાંચીને સમજી શકે તે માટે સરળ રાગ અને સાદા શબ્દો ગોઠવી, સાદી અને સરળ કવિતા પદ્યના રૂપમાં બનાવવા પ્રયત્ન કર્યો છે. શ્રી પરમાત્માની પરમ કૃપાથી આ સુબોધ કાવ્યમાળાનું લઘુ પુસ્તક મારી અલ્પમતિ અનુસાર તૈયાર કરીને આપ સુજ્ઞ વાંચકોની સમક્ષ રજુ કરૂં છું. તેમાં જે કંઇ ભૂલચુક જણાય તે સુધારીને વાંચવા તસ્દી લેશો, અને હંસની માફક સાર ગ્રહણ કરશો. આ પુસ્તક આપને ઉપયોગી નીવડશે તો મારો પ્રયત્ન સફળ થયો એમ જાણી કૃતાર્થ થઇશ.

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

# આભાર અને વિનંતિ

નિવેદન દિવાળી પહેલાં લખેલું, પરંતુ તે વખતે ચાર આનાની કિંમતનું લઘુ કાવ્ય તૈયાર કર્યું હતું. પણ મિત્ર મંડળે અગાઉથી ગ્રાહક થવાની ઇચ્છા જણાવવાથી જુદા જુદા વિષયના સાર રૂપ આ "પંચામૃત" બનાવ્યું છે.

સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદ, રામકૃષ્ણ પરમહંસ, ભિક્ષુ અખંડાનંદ, દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી, કવિવર રવિન્દ્રનાથ ટાગોર અરે! એમ જો ગણવા બેસીએ તો મોટી નામાવલી થઈ જાય. ઇશ્વરની મહાન વિભુતીઓએ મહાન ગ્રંથ લખ્યા છે. તેમાં શ્રી ભિક્ષુ અખંડાનંદજીએ તો વાંચનની ભૂખ ભાગી નાંખી છે પણ એવા તમામ ગ્રંથ સાથે ફેરવી શકાય નહિ.

ખરી વાત તો એ છે કે:—આ કાવ્ય, ભક્તો, ખેડુતો અને શ્રમજીવીઓને થોડા વાંચનમાં ઘણો લાભ મળે, અને મુખપાઠ થઈ શકે, એ હેતુથી બનાવ્યું છે. અર્થાત હું જે પદ, દોહરા. ભજન, આરતી અને કવિતા ગાઉં છું. બલ્કે જે મને પાઠે (મોંઢે) થઈ ગઈ છે તે લીધી છે મેં ભજન, પદ વગેરે બનાવ્યાં છે, પણ તૂલના કરતાં જે ભક્તોનાં ને કવિનાં ઠીક લાગ્યાં છે તે પદ, ભજન ને કવિતા લીધી છે.

નાનપણથી સંત સમાગમમાં, ભજન કિર્તનમાં, ઓચ્છવમાં, અને પરમહંસોની સેવામાં ભાગ લીધો છે. જેથી ગાયન પ્રત્યે ભજન

જેટલી સારી ભાવના નથી. "મોટાની છાશ પણ પોટલે વેચાય છે" તેનો આ સેવકને સારી પેઠે અનુભવ છે, નાચ અને નાટક સીનેમામાં આનંદ મેળવવા ગાંઠનું ખાઇ ને ગાંડા સાથે જવાનું શ્રમજીવીઓને પરવડે તેમ નથી. માટે તેથી દૂર ખસી ભજનમંડળીઓ, સંત સમાગમ અને ઓચ્છવ (ઉત્સવના) નિર્દોષ આનંદમાં વાળવા મારો પ્રયાસ છે. આ બાબત કંચન, કામીની, અને કીર્તિની મોહ જાળમાં ફસાયેલા મૂડીવાદીઓને ગળે ઓછી ઉતરશે.

પ્રથમ પ્રેમલક્ષણા ભક્તિનાં અને પાછી આત્મ પ્રકાશનાં પદ લીધાં છે. ઓચ્છવનાં પદોમાં શૃંગારિક પ્રત્યે મને માન નથી, તેથી તે લીધાં નથી. ખાખરાની ખીસકોલીને દ્રાક્ષનો અનુભવ ઓછો હોય. તેમ છતાં જો તે એક વાર દ્રાક્ષ ચાખી જાય તો ફરી, ખાખરા ભણી જશે નહિ. ઉત્સવનાં પદ જે હાથનાં લખેલાં છે તે ગવાય છે. તેનું પુસ્તક મારા જોવામાં આવ્યું નથી. વાંચનારને સુગમ પડે એ હેતુથી કવિતાના રૂપમાં ગોઠવ્યાં છે અને અશુદ્ધ ઉચ્ચાર સુધાર્યાં છે. તે સિવાય કંઇજ કર્યું નથી. જે જેનાં પદ છે તેમનાં નામ જેમને તેમ રહેવા દીધાં છે.

શ્રી ચંદ્રમલની કૃષિવલની કથની, શ્રી હરિકૃષ્ણની કૃષિકારની અરજીને પ્રશ્નોતર તથા મારી લખેલી ખેતીવાડી વિજ્ઞાન માટે શુભ આદર્શ એ ત્રણ કવિતા ખેતીવાડી વિજ્ઞાન માસિક સને ૧૯૨૨ ના અંકમાંથી લીધાં છે. જુની પ્રતની રામ રસાયણમાંથી શ્રી બુલાખીરામના દોહરા લીધા છે, ઋણછોડની વાણીનાં થોડાં પદ લીધાં છે. બાકી તો જે પદ કે કવિતા મને ઠીક લાગી તે એકાદ બે લીધી છે. તે સર્વે સુજ્ઞ મહાશયોનો હું અનન્ય ભાવે આભાર માનું છું.

સર્વે ભાઇઓને વિનંતિ છે કેઃ–ગાય કાળી છે કે ધોળી તે

તરફ ધ્યાન નહિ આપતાં તેના દૂધ તરફ લક્ષ રાખી સાર ગ્રહણ કરશો. સાક્ષર સ્વ૦ શ્રી નવલરામે કહ્યું છે તેમ,

**દોષ દર્શન ગુણ અધિકો, ગિન ગુણી અધમ અભાગ;**
**શશી સુધાકર શુદ્ધ મેં, સસ શોધત રસ ત્યાગ.**

પ્રિતમદાસે પણ કહ્યું છે કે,

**નંના નિર્મળ તેની દશા, જેને હરિ હૃદયમાં વસ્યા;**
**પોતાના અવગુણને હરે, પરના તે હૃદયે નવ ધરે.**
**કોના દોષ ન દેખે કશા. નંના નિર્મળ તેની દશા.**

આ "પંચામૃત" સમાજને કોઈ પણ રીતે ઉપયોગી થશે તો મારો શ્રમ સફળ થયો છે એમ ધારી કૃતાર્થ થઈશ. અરે? પુસ્તકના બાનાને લીધે જે પદ, ભજન વગેરે ધ્યાનપૂર્વક લખાયાં અને ગવાયાં જેથી મારૂં જ્ઞાન તાજુ થયું. તેથી આનંદ છે. અને "પંચામૃત" મારી પાસે રહેશે. એટલે તરસ લાગશે કે ઘુંટડો ભરી લઈશ ને કૃતાર્થ થઈશ.

નોકરી અને વહેવારિક, અનિવાર્ય સંજોગો હોવા છતાં રાતપાળી કરીને શ્રી પરમ કૃપાળુ પરમાત્માની પ્રેરણાથી આ "પંચામૃત" બનાવી શક્યો છું. તેથી આનંદજ છે. અને તે આનંદ કાયમ રહે તે માટે પ્રભુની પ્રાર્થના કરી વિરમુ છું.

**ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.**

સેવક,

માગશર પૂર્ણિમા. **મગનલાલ નારાયણદાસ મહેતા**

**જય સચ્ચિદાનંદ**

# ॥ પુસ્તક પરિચય ॥

પરમાત્મા કહો કે કુદરતની–અદ્‌ભૂત આદિ શક્તિ કહો. ઈશ્વર એકજ છે. એ નિર્વિવાદ છે. મનુષ્ય જે પરમાત્માનુંજ પ્રતિબિંબ છે, અથવા શુદ્ધ આત્માજ છે, તે હરહંમેશ પોતાની સમજ શક્તિને સવળે રસ્તે દોરી સુખી થઈ શકે છે, અને અવળે રસ્તે દોરાય તો દુઃખી થાય છે. વિષય વિકારના વમળમાંથી ભવસાગરને તરવા માટે હરિ સ્મરણની જરૂર છે જ, જેને જે ઠીક લાગે તે નામથી ભજન કરવું તેમાં વિતંડાવાદ કરવો જોઈએ નહિ.

## કબીરજી કહે છે તેમ

**હિન્દુ કહૈં રામ મોહિ પ્યારા, તુર્કિ કહૈં રહિમાના,**
**આપસમેં દોઉ લડી લડી મૂએ, મર્મ ન કાહુ જાના.**

પાણી એક પદાર્થ છે, પણ દેશ કાળને અનુસરીને તેનાં જુદાં જુદાં નામ હોય છે. તેમ ઈશ્વર એક, તેનાં અનંત નામ અને અનંત ભાવ જેને જે નામ અને ભાવથી બોલાવવું ઠીક લાગે, તે નામ અને તે ભાવથી બોલાવે, તો તેને પ્રભુનાં દર્શન થાય.

આ પુસ્તક પહેલે પાનેથી છેક છેલ્લા પાના સુધી સમજપૂર્વક વાંચશો તો જરૂર તમારા લાભનું કંઇક મળશેજ. **પંચામૃતના** પાંચ ભાગ પાડી એવું સમજવા પ્રયત્ન કર્યો છે કેઃ–ગદ્‌ગદિત હૃદયે કરેલી પ્રાર્થનાથી પરમાત્મા સાથે પ્રેમ થાય છે, અને પ્રેમમાં તરબોળ થતાં દિવ્યતા આવે છે, એ દિવ્યતાને જ્ઞાનથી વહેવારમાં ઉતારવાની છે, અને તે બાળકમાં વિકસાવવી. **પ્રસાદમાં** બે ભાગ પાડી એવું સમજાવવા પ્રયત્ન કર્યો છે કેઃ–સમાજનો મોટો આધાર ખેતી ઉપર છે, તેને સુધારવા પ્રયત્ન કરવો. એ પણ સેવાજ છે. દુનિયાદારીમાં જે ખામીઓ બતાવી છે, તે આપણામાં ન આવે, તે માટે ખાસ કાળજી રાખવી; અને ખામીવાળાઓથી ચેતીને ચાલવું, જેથી તે દુર્ગુણ આપણામાં ન આવે.

મકર સક્રાંતી }
પૂણ્ય પર્વણી } **મ. ના. મહેતા.**

# નોંધ અને ચર્ચા

દંભ ભરેલી દુનિયા, ખેડુતની ખરાબી અને અવિચળ સુખ ક્યાં છે ? તેમાં જે ખામીઓ બતાવવામાં આવી છે, તે મેં એકલા-એજ બતાવી છે એમ માનવું એ ભૂલ ભરેલું છે, દરેક જાતિ કે સમાજમાં બધા સર્વે એવા ખામીવાળા છે, એવું કહેવાનો આશય નથી, પણ જે કોઈક ખામીવાળા છે, તે સુધરે તો સમાજને સુખ થાય. એ આશયથી ખામી બતાવવામાં આવે છે. માટે કોઈ ભાઈએ બંધ બેસતી પાઘડી પહેરી લઈ ભીનું સંકેલવાની ઉતાવળ કરી, વિતંડાવાદ નહિ કરવા નમ્ર વિનંતિ છે.

મારા નમ્ર મત મુજબ મંદિરને મૂર્તિની આછી રૂપરેખા કરી લઉં, તે અસ્થાને તો નહિજ ગણાય. મંદિર એટલે વિષય વિકારથી અલિપ્ત પવિત્ર સુંદર સ્થળ. અને મૂર્તિનાં દર્શન માત્રથીજ કલ્યાણ થઈ જવાનું છે, એમ નહિ માનતાં મૂર્તિના જેવા થવાનું, એટલે માન–અપમાન, સુખ–દુઃખ, હરખ–શોકથી અલિપ્ત થવા પ્રાર્થના કરવી. અથવા બીજી રીતે કહીએ તો, તે દિવ્ય વ્યક્તિની કયા ગુણને લીધે પ્રતિમા કરી છે તે ગુણ મેળવવા ખુલ્લા દીલથી પ્રાર્થના કરવી.

પુસ્તકનાં પાનાં ૨૦૦ થી ૨૧૬ ના આશરે રાખવાનાં નક્કી હતાં. હાથના લખાણથી છાપતાં ચોક્કસ કેટલાં પાનાં થશે, તે પ્રથ-મથી નિર્ણય નહિ હોવાથી, તેમજ મારાથી નિયમિત હાજરી નહિ આપી શકાવાથી, પુસ્તકનાં પાનાં ખૂટી પડશે એ ગણત્રીથી બીજા સાક્ષરોની કવિતાઓ જે મેં લીધેલી, તે પ્રથમ છપાઈ ગઈ અને પાનાંની સંખ્યા થઇ જતાં, મારી ઘણી ખરી કવિતા છાપવાની રહી જવા પામી છે. બધું લખાણ એકી સાથે આપી દેવાથી શરત ચૂકને લીધે, એક, બે પદ કે કવિતા બાલામૃતને બદલે જ્ઞાનામૃતમાં, અને જ્ઞાનામૃતને બદલે દિવ્યામૃતમાં અવળ સવળ થઇ ગઈ છે.

મેં જે કવિતા જે સાક્ષરની લીધી છે; તે ઘણી ખરી માસિકમાંથી લીધી છે, અને પુસ્તકમાંથી તો કોઈકજ લીધી છે, તે એવું સમજીને કેઃ-તેમણે પણ પ્રચાર અર્થેજ જાહેરમાં મૂકી છે અને હું તેનો વધુ પ્રચાર કરૂં, તેનો વાંધો ન હોય; એમ ધારીનેજ લીધી છે. તેમ છતાં કોઈ સાક્ષરને મારી સમજ પ્રત્યે કદાચ વાંધો હોય, તો હું ફરીથી અનન્ય ભાવે સાભાર માની, તે બાબત ક્ષમા ચાહું છું.

પાછળથી છેલ્લે છેલ્લે જનસેવાર્થે, સાપનો ઉપચાર પસંદ પડી જવાથી, અને તે ખાસ જરૂરનો જણાવાથી લીધો છે. જો કોઇ પરોપકારી અનુભવી સજ્જન તેનું બરાબર મનન કરી યોગ્ય રીતે તે દવા બનાવી રાખી, તેનો ઉપયોગ કરશે, તેમનું " વાસુદેવ ભગવાન " જે દરેકના હૃદયમાં રહ્યા છે, તે પરમાત્મા કલ્યાણ કરશેજ ? કેમકે લોક સેવા એ ઇશ્વર સેવા જ છે.

વાણી વિલાસ (હરિફાઈ) કમાણીના અર્થે નથી જ ? પરંતુ હરકોઈ ભાઈને ફુરસદનો ઉપયોગ થાય, અને તે અંગે પુસ્તકનો પ્રચાર થાય, એ આશય તેમાં સમાએલો છે.

ફુરસદને અભાવે ઉતાવળના લીધે અગાઉથી ગ્રાહકનું નામ છાપવું રહી ગયું હોય અગર અવળ સવળ છપાઈ ગયું હોય તે દરગુજર કરશે. જે ભાઈના પૈસા મેં જાણીને બાકી રાખ્યા છે. તે પુસ્તક મળેથી મોકલી આપવા ધ્યાનમાં રાખશે એ નમ્ર વિનંતિ.

લખનાર હું અને વાંચનાર બીજા એ અગવડતાએ ભૂલો થવા પામી છે તેથી શુદ્ધિપત્ર મુજબ સુધારીને વાંચવા વિનંતિ છે. શુદ્ધિપત્ર પણ ઉતાવળથી તૈયાર કર્યું છે તેથી ભૂલો રહી ગઇ હોય તે દરગુજર થશે.

॥ મકરસંક્રાંતી-પુણ્યપર્વણી. ॥ મ. ના. મહેતા.

# અનુક્રમણિકા

## પંચામૃત–પ્રસાદ

# પુસ્તક મળવાનાં સ્થળ.

૧ મહાદેવ રામચંદ્ર જાગુસ્ટે બુકસેલર—ત્રણ દરવાજા, **અમદાવાદ.**

૨ કાન્તીલાલ અચરતલાલ પરીખ—રજપુતવાડો દરીયાપુર „

૩ શારદાબેન મગનલાલ પટેલ-**લાલી.** તા. મહેમદાવાદ.

૪ રેવાશંકર નાનાલાલ વૈદ-**બીડજ.** તા. મહેમદાવાદ.

૫ પ્રલ્હાદજી કહાનદાસ પટેલ બાવળાવાળા-**ચમનપુરા**-અસારવા,
બીડી તમાકુની દુકાન

૬ ગટોરભાઈ હિંમતલાલ પટેલ બીડજવાળા-શાક મારકીટ સામે,
ગાંધીની દુકાન **અમદાવાદ.**

૭ શકરાભાઇ શિવાભાઈ પરીખ-**ગોમતીપુર** હવાડાની પોળ.

૮ શિવાભાઈ રણછોડદાસ પટેલ-હનુમાનવાળી પોળ **અમદાવાદ.**

૯ છોટાલાલ જેસંગભાઈ પટેલ-**બાવળા.** ઠે. ચોરાપામાં.

૧૦ વિઠ્ઠલભાઇ મુળજીભાઇ પટેલ-**સાણંદ.** ઠે. જામળીયાવાડ.

૧૧ વેલજીભાઈ દાજીભાઇ પટેલ-**કઠલાલ.** ઠે, નાની ખડકી.

૧૨ ભીખાભાઈ બેચરદાસ પરીખ-**પાટડી.** ઠે. દાણાની દુકાન બજારમાં.

૧૩ ધી નટપુર બુક ડેપો-**નડીઆદ**

૧૪ નાથાલાલ ઇશ્વરલાલ-**વીરમગામ** પરકોટા

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠાંક | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૯ | બ્રહ્ય | બ્રહ્મ |
| ૨૬ | ૧૮ | ધરને | ધરીને |
| ૨૭ | ૧૮ | ઘોડીની | ગોડીની |
| ૨૮ | ૧૮ | જાઘ | જાય |
| ૩૦ | ૫ | માનનો | મનનો |
| ૩૨ | ૭ | મણુજ્ય | મનુષ્ય |
| ૩૯ | ૧ | ચઢયો | ચઢયો ગઢ |
| ૪૦ | ૩ | નંણુદી | નણુદી |
| ૪૬ | ૨૨ | સા | સૌ |
| ૪૭ | ૭ | વિના | મુજબ |
| ૪૭ | ૭ | ન | — |
| ૪૭ | ૯ | વાંઝેણી | વાંઝણી |
| ૫૦ | ૫ | જાળ | જાર |
| ૫૪ | ૨ | પરામાણો | પરમાણો |
| ૫૫ | ૨ | સદ્દગુણજીને | સદ્દગુરૂજીને |
| ૫૫ | ૭ | આગસેં | આગેસે |
| ૫૫ | ૯ | વાઈ | સાઈ |
| ૫૬ | ૭ | તારે | ત્યારે |
| ૫૬ | ૨ | વળુંધી | વળગી |
| ૫૭ | ૩ | કંઈ | કંઈ |
| ૬૯ | ૨૩ | બ્રહ્ય | બ્રહ્મ |
| ૭૦ | ૧૦ | સુખુમણા | સુષુમણા |
| ૭૪ | ૬ | પરિબ્રહ્ય | પરિબ્રહ્મ |
| ૭૪ | ૧ | સે | સેવા |
| ૭૫ | ૧૩ | રહે | કહે |
| ૮૧ | ૪ | વિચારનાર | વિચરનાર |
| ૮૨ | ૪ | તમે | અમે |
| ૮૨ | ૨૨ | મળ્યાના | મળ્યાતા |
| ૮૮ | ૯ | ઓ | એ |
| ૯૦ | ૮ | સા | સૌ |
| ૯૨ | ૧૪ | ખોરોક | ખોરાક |
| ૯૭ | ૭ | થયા | થાય |
| ૧૦૦ | ૩ | ગ્લાન | સ્નાન |
| ૧૦૦ | ૩ | દીલ | ડીલ |
| ૧૦૧ | ૩ | ગણું | ઘણું |
| ૧૦૪ | ૧૯ | સ્વત | સ્વતઃ |
| ૧૦૬ | ૧૧ | ને | તાં |
| ૧૦૭ | ૧૧ | પ્રરેક | પ્રેરક |
| ૧૦૭ | ૧૫ | સ્વર્ગ | સર્વ |
| ૧૦૭ | ૧૯ | બધું | બંધુ |
| ૧૦૮ | ૯ | સાનક | સનક |
| ૧૦૮ | ૧૪ | ક્રમે | ક્રેમ |
| ૧૧૦ | ૧૨ | શબ | સબ |
| ૧૧૧ | ૪ | મત | મસ્ત |
| ૧૧૧ | ૭ | કાંઇ | વાત |
| ૧૧૪ | ૩ | રેવા | વગડાનાં રે વા |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૭ | ૧૨ | સૂળો | મૂળો | ૧૪૪ | ૧૫ | વિલમ | વિલંબ |
| ૧૧૮ | ૨ | મને | | ૧૪૫ | ૧૬ | અન્ય | અનન્ય |
| ૧૨૪ | ૩ | વિદ્યાર્થી | વિદ્યાથી | ૧૪૮ | ૧૭ | હાંક | હાંકે |
| ૧૨૪ | ૫ | ધણી | ગણી | ,, | ૧૮ | જાતાં | જતાં |
| ૧૨૪ | ૮ | વ્હાલ | વ્હાલા | ૧૫૨ | ૨ | મનથી | |
| ૧૨૭ | છેલ્લી | શીક્ષક | શિક્ષક | ૧૫૨ | ૩ | | મનથી |
| ૧૨૮ | ૮ | જીવ | જીભ | ૧૫૩ | ૮ | રસ | સરસ |
| ૧૨૮ | ૧૪ | પોકારે | ભક્ષે | ૧૬૨ | ૧૪ | ઘરૂણી | ગૃહિણિ |
| ૧૩૧ | ૧ | આમલીઆં | અમલીઆં | ૧૬૩ | ૭ | કવન | કથન |
| ૧૩૪ | ૧ | તટયા | તૂટયા | ૧૭૦ | ૯ | ક્યાંથી | ક્યાંધી |
| ૧૩૫ | ૭ | સૌકા | સૌકો | ૧૭૧ | ૨૦ | ઠેલઠેલ | ઠેલંઠેલં. |
| ૧૪૦ | ૩ | સ્વાન | શ્વાન | ૧૭૫ | ૧૭ | | બોલ |
| ૧૪૧ | છેલ્લી | અળાવાળા | અરાલવાળા | ,, | ૨૧ | મૂખે | મૂર્ખે |

॥ हरि ॐ तत् सत् ॥

# પંચામૃત-પ્રસાદ

## કાવ્ય માળા

### પ્રાર્થનામૃત

॥ નવલ વર્ષમાં આશીર્વાદ ॥

આર્યા ગીતિ

ગવરી નંદન તમને, આરાધું કીકર જોડીને;
સહાય સદા તમે કરજો, લખું પુસ્તક પ્રેમે પ્રણમીને.

શારદાજી હું તમને, નિત્ય નમું પ્રેમ થકી પ્યારાં;
જીંહાએ તમે વસજો, મમ હૃદયથી થશો નહિ ન્યારાં.

## દોહરો

અર્થ જોતાં બે નીકળે, એવો છે વિવેક;
બે બાજુએ તપાસવો, પહેલો અક્ષર એક.

પહેલી બાજુએ નામ છે, બીજે ઠામ જણાય;
સુખદ નવલ વર્ષની, પ્રેમ પત્રિકા ગણાય.

---

## મનહર છંદ

મનહર સુખકર, શ્રી દિવાળી પર્વમાંહી;
ગઈ સબ રોફ વાત, લાલે લક્ષ ગયું છે.

નવીન વરસ માંહી, લીલા લાલ રંગ છોઢી;
લાભ માંહી લાભ પેખી, તાજી વાત કીધી છે.

લક્ષ દઈ સાંભળશો, લુખાં લાડ તુચ્છ ધારી;
નાના અને મોટા માટે, કેળવણી દર્શાવી છે.

રામ રામ રામ સ્મરો, મદ મોહ ત્યાગ કરો;
યથા શક્તિ દાન કરો, હે ભાઈ શીખ સારી છે.

નથી કંઈ વાત છાની, મન મારે એજ જ્ઞાની;
પરમ પ્રભુ ગુણ ગાઈ, દાદ દીલની દર્શાવી છે.

ટેક રાખ્યો ટીંટોડીનો, વાલે પ્રેમ ધારીને;
લટકાળા લાલનાં એ, દ્વાર તો ખુલ્લાં છે.

---

### ગઝલ

નૂતન આ વર્ષમાં આપું, સરસ આશીષ અંતરથી;
જીવો આ જગતમાં ઝાઝું, દશે દિશ જામજો કીર્તિ.

અનાથો દુઃખીને દેખી, દયા તેની દિલે ધરજો;
ખરાબી થાય ખેડુતની, મદદ તેને ત્હમે કરજો.

દુઃખી તમ દેશને કાજે, બરાબર યત્ન આદરજો;
ભલી આ ભાર્ત ભૂમિની, સદા સેવા ત્હમે કરજો.

---

### દોહરો

નવીન વર્ષમાં નવનીધી, રીદ્ધિ સીદ્ધિ સહાય;
સંપથી સુખ વિદ્યા વધો, શ્રી હરિહર સહાય.

---

## ॥ ચોવીસ અવતારની પ્રાર્થના ॥

### ચોપાઇ

શંખાસુર મહા ઉન્મત થયો, વેદ ચારને ચોરી ગયો;
વેદ લેવા લીધો અવતાર, મચ્છરૂપે તુંને નમસ્કાર. ૧

સમુદ્રનું કરવા મંથન, કમઠ રૂપ લીધુ ભગવંત;
ચૌદ રત્ન તેં કાઢયાં બ્હાર, કચ્છરૂપ તુંને નમસ્કાર. ૨

હિરણ્યાક્ષે જવ અવની હરિ, કીધી વ્હાર વરાહ દેહ ધારી;
હણ્યો અસુર ગદા પ્રહાર, શુક રૂપ તુંને નમસ્કાર.

પ્રલ્હાદ બાંધ્યા સ્થંભે તાણી, કીધો કાષ્ટવાસ દયાઆણી;
હિરણ્યાકશ્યપ માર્યો નિરધાર, નરસિંહ રૂપે તુંને નમસ્કાર. ૪

અશ્વમેઘ કીધા બળિ ભૂપ, બાપ થયો તું બાળક રૂપ;
વિશ્વરૂપે વ્યાપો સંસાર, વામન રૂપ તુંને નમસ્કાર. ૫

બ્રહ્માને આપવા ઉપદેશ, ધર્મ પાળવા ધર્યો વેશ;
પ્રતિબોધ્યા સનકાદિક ચાર, હંસ રૂપ તુંને નમસ્કાર. ૬
વેણુ વપુ થકી અવતર્યા, સુરભી રૂપે દોહી ધરા;
બાંધી નીતિ શીખવ્યો સાર, પૃથુરૂપ તુંને નમસ્કાર. ૭

અત્રિવંશ ઉદયા અવિનાશ, અષ્ટાંગ યોગ પોખ્યો અવિનાશ;
પુંજાવી પાદુકા ધર્મ વિસ્તાર, દત્તાત્રેય તુંને નમસ્કાર. ૮
કર્દમ ગ્રહે ઉધા ભગવાન, માતાને આપ્યું નિજ જ્ઞાન;
દેવ હુતી કીધી બ્રહ્માકાર, કપીલરૂપ તુંને નમસ્કાર. ૯

અસુર કુળને કરવા કલેશ, નિજ ભક્તને દેવા ઉપદેશ;
વીણામાં ગાયા વેદ ચાર, નારદ રૂપ તુંને નમસ્કાર. ૧૦
ક્ષમા શાંતિ અહિંસા નેમ, સમદર્શી સહુ પ્રાણી પ્રેમ;
ખટચક્ર ભેદ વિસ્તાર, ઋષભદેવ તુંને નમસ્કાર. ૧૧

ગજેદ્રને ગ્રાહે ગ્રહ્યો, મૃત્યુ તૂલ્ય તે તો થયો;
તેની બ્હારે ધાયા વિશ્વાધાર, હરિ રૂપ તુંને નમસ્કાર. ૧૧
શેષનાગને દેવા જ્ઞાન, બ્રહ્મચર્ય પાળ્યું ભગવાન;
સાધ્યો યોગ પ્રણવ ૐ કાર, સનકરૂપ તુંને નમસ્કાર. ૧૩

થયા ઉન્મત ક્ષત્રી તન, હણ્યો રાજા સહસ્રાર્જુન;
નક્ષત્રિ કીધી એકવીસ વાર, પરશુરામ તુંને નમસ્કાર. ૧૪

વેદેશ્વર દેવતા વદે, ચૌદ રત્ને રૂપ કીધું ઉદે;
ઉપકારે ઔષધ ઉપચાર, ધનવંતરી તુંને નમસ્કાર. ૧૫

અસુર સૈન્ય સકળ વાહ્યું, અમૃત દેવને પ્રીતે પાયું;
નારી થઈ મોહ્યો સંસાર, મોહીની રૂપ તુંને નમસ્કાર. ૧૬

કૌશલ્યા પુત્ર રઘુવીર, શલ્યા તારી સાહ્યર નીર;
રાવણ કુળ કીધો સંહાર, રામચંદ્ર તુંને નમસ્કાર. ૧૭

ધર્મ નિત્ય કીધું નિર્માણ, કવ્યાં શાસ્ત્ર અઢાર પુરાણ;
પરાશર પરમ ઉદાર, વ્યાસ રૂપ તુંને નમસ્કાર. ૧૮

તાપસ રૂપ ધર્યું જુગદીશ, તપ વર્ષ સહસ્ર છત્રીસ;
ઉર્વશીનો આપ્યો અવતાર, નારાયણ તુંને નમસ્કાર. ૧૯

તું હળધર તું અર્જુન રૂપ, ગોપવેશ બ્રહ્મ સ્વરૂપ;
બુદ્ધ કલકી અગ્રે અવતાર, શ્રી કૃષ્ણ તુંને નમસ્કાર. ૨૦
જે ચોવીસ અવતાર ગાશે, તેનો વૈકુંઠ વાસ થાશે;
ભાવે સૂણી સ્તુતિ નિરધાર, દાસ મગન કરે નમસ્કાર. ૨૧
(શ્રી ભાગવત ઉપરથી સુધારીને)

---

## ॥ અમૂલ્ય શિખામણ ॥

### મનહર છંદ

સુણ ભાઈ આજ મેં તો, લાભનું કર્યું છે કાજ;
શ્રી પ્રભુ ચરણેથી, પંચામૃત બનાવ્યું છે.
સ્વાદ જરા ઓછો હશે, ગુણ તો અધિક દીસે;
વિવિધ વિષયોથી, પરીપૂર્ણ કીધું છે. ૧

દુનિયા દારીમાં લોકો, રચ્યા પચ્યા નિત્ય રહે;
તેમને સમજાવવા સારું, ખરા ખોટા કથ્યા છે.

દોષ કોઈ દેશો નહિ, દાદ મારી દીલ ધારો;
કર્યા છે મેં કાલાવાલા, પ્રભુ ગુણ ગાયા છે. ૨

---

ભુજંગી છંદ

અરે ભાઈ કેમ, સુતો હીણુ ભાગી,
ઉઘાડી આંખ, જોને જરા જાગી.
નથી કેમ કીધી, કંઈએ કમાણી;
ભજી લે પ્રભુને, પુરો પ્રેમ આણી. ૧

નથી કેમ વિજ્ઞાન, તપાસી જોયું;
નથી કેમ, વૈરાગ્યમાં ચિત્ત પ્રોયું.
નથી કેમ ભક્તિ, કરી સ્નેહ આણી.
ભજી લે પ્રભુને, પુરો પ્રેમ આણી. ૨

મળી લક્ષ્મી ઝાઝી, વળી કીર્તિ સારી;
સતી નારી છોરાં, ગુણિયલ ભારી.
અરે છોડ મોહ, પ્રભુ પ્રેમ આણી;
ભજી લે પ્રભુને, પુરો પ્રેમ આણી. ૩

અરે ઉર ધારી, શિખામણ સારી;
નહિં સગુ સ્નેહિ, આવે સાથ તારી.
કરી લે કરી લે, કંઈક કમાણી;
ભજી લે પ્રભુને, પુરો પ્રેમ આણી. ૪

ગયા સ્નેહિ સારા, અને પિતૃ પ્યારા;
ગયા સર્વ શૂરા, યુદ્ધે લડનારા.
જવાનું જરુર, અરે! મન આણી;
ભજી લે પ્રભુને, પુરો પ્રેમ આણી. ૫

મહા મોહ માયા, મમતા નિવારી;
તજી કામ ક્રોધ, અહંકાર ભારી.
ભજી લે પ્રભુને, સદા સ્નેહ આણી;
ભજી લે પ્રભુને, પુરો પ્રેમ આણી. ૬

કરીને કરુણા, કૃપાનાથ આવ્યા;
નમુ નાથ ભોળા, ઘણી મ્હેર લાવ્યા.
દીધાં તેંજ દર્શન, ભય શોક ટાળ્યો;
ભક્તાધિન તું એક, ભગવાન ભાળ્યો. ૭

અહો નાથ આપ, અશર્ણા શર્ણુ;
નમું નિરાકાર, સાકાર વર્ણુ.
સદા ધ્યાન મગ્ન, પ્રવાહ વાળ્યો;
ભક્તાધિન તું એક, ભગવાન ભાળ્યો. ૮

પ્રભુ તું દયાળું, નિરંજન નામી;
કરી પ્રાર્થના મેં, પ્રણામી પ્રણામી.
ભણે છે મગન, સદા તેંજ પાળ્યો;
ભક્તાધિન તું એક, ભગવાન ભાળ્યો. ૯

---

**નમઃ પાર્વતિપતે, હર હર મહાદેવ હર.**

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.
શ્રી કૃષ્ણ ગોવિંદ, હરે મોરારી;
હે નાથ નારાયણ, વાસુદેવ.

## ॥ શ્રી સ્વયંભૂ સ્તવન માળા ॥

"રાગ સવૈયા"

સરસ્વતીને શીશ નમાવી, શ્રી ગણપતિને લાગું પાય;
શારદા તમે જીભે વસજો, શ્રી પરમાત્મા થાઓ સ્હાય.
શ્રી સ્વયંભૂ કેળનાથજી, નિશદીન લેવું તારૂં નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧

સુધ બુધ નારી આપજ ચરણે, શ્રી ગણેશજી ગણપતિરાય;
ગણેશ ચતુર્થિ મહિમા મોટો, સમરે તેની વ્હારે જાય.
દુંદાળો દેવ દુઃખ ભંજન, સદાય દીસે સ્હાયક નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૨

સ્વયંભૂના સ્તવન સારૂ, કવિત બનાવા આપો હામ;
પ્રથમ નામ શ્રી ગણપતિથી, સિદ્ધજ થાએ સઘળાં કામ.
લંબોદર એ ગીરજાનંદન, વિઘ્નનાશક પ્યારૂં નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૩

મયુરવાહન વીણા ધારી, કવિને લેખક લેતા નામ;
સરસ્વતીને ભાવે ભજતા, તુંજ કૃપાએ આવે હામ.

વિદ્યાજ્ઞાનને દેવા વાળી, અજ્ઞાન નાશક તારૂં નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૪

સર્વે સમુદ્રનું પાણી લઈને, બનાવરાવે તેની શાહિ;
તરૂવરોની કલમો કરીને, શારદા દેવી જાતે આહિ.
પ્રભુના ગુણનો પાર ન આવે, અગણિત નામી સગુણનામ;
હરિ ૐ હરતું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૫

રામ નામનો મહિમા મોટો, મતિ પ્રમાણે કળી શકાય;
આકાશનું જો માપ થાય તો, ઇશ્વર મહિમા પૂર્ણ થાય.
ગરૂડજીતો પારજ પામે, ક્યાં માખી તે ઉડે ઠામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૬

હરિ ૐ હર રામ કૃષ્ણમાં, સમાયા છે ચારે વેદ;
પુરષોતમ પરિબ્રહ્મ પ્રભુ, સચરાચર છો આપ અભેદ.
ન્યુનાધિક તે કેમજ જાણું, ઘટઘટ વ્યાપ્યો એકજ રામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૭

ગ્રહણ વખતે કાશી જઇને, ઘણી ગાયનાં દાન અપાય;
ગંગાજળમાં સ્નાન કરીને, સોના કેરાં દાન કરાય.
તેથી અધિક શ્રી હરિકીર્તન, અહર્નિશ જપું રામનું નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૮

આહાર નિંદ્રા ભયને મૈથુન, નરને પશુમાં સરખાં થાય;
ફેર માત્ર છે અધિક જ્ઞાનનો, પ્રભુ ન ભજે તે પશુ ગણાય.
શ્રી રામ નામનું સ્મરણ કરતાં, નથી આપવા પડતા દામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૯

શ્રી કૃષ્ણની કૃપા હોય તો, મુંગા જનને વાચા થાય;
પરમાનંદની પ્રેરણા થકી, પંગુ પર્વત કૂદી જાય.
માધવ કેશવ કરૂણા સાગર, પ્રભુજી વંદન આઠે જામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૦

પર્વત તોળાવ્યો ગોવર્ધનનો, સવાવાલ વનમાળી થાય;
રામ નામથી પત્થર તરતા, અકળિત કળા કળિ ન શકાય.
બળીરાયને વરદાન દીધું, અધમ ઉદ્ધારક વામન નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૧

એક રામ ઘર દશરથ ડોલે, બીજે દીસે ઘટઘટ રામ;
શ્રી હરિકૃષ્ણ મોરલીધર, રાધાવલ્લભ ગોવિંદ નામ.
ભવસાગર તરવા માટે, પતિત પાવન સીતારામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૨

શ્રી રામ કહે, સૌ સુખ ઉપજે, શ્રી કૃષ્ણથી દુ:ખો જાય;
મોટો મહિમા પ્રભુ નામનો, સંસારમાં સ્વર્ગ થાય.
કર્તા હર્તા શ્રી પરમાત્મા, નિશદીન યાચું તારૂં નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૩

શ્રી રામચંદ્ર રામેતિ રામ, રમો રામા મનોરમાય;
સહસ્ર નામો આપે ધાર્યા; મુજ હૃદયમાં રહ્યા સહાય,
અમૂલ્ય હીરો હાથજ લાગ્યો, સંભાળીને રાખું ઠામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૪

નર નારાયણ રૂપે પ્રગટી, અર્જુન પ્રત્યે ગીતા જ્ઞાન;
ઘણો અધર્મ વધતો ચાલ્યો, અવતરશો ક્યારે ભગવાન.

ભારત ભૂમિના ઉદ્ધાર માટે, સત્વર આવોને આ ઠામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૫

તમે માતને તાત તમે છો, સગા સહોદર સઘળી શાખ;
તમે વિદ્યાને દ્રવ્યજ તમે, દેવાધિદેવ શરણે રાખ.
આજીજીથી અરજ કરૂ છું, દર્શન દેજો આવે હામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૬

હરકોઇનું જો કામ કરીએ, જરૂર તેનો બદલો થાય;
પ્રભુ નામનું સેવન કરતાં, નક્કી સઘળાં દુઃખો જાય.
આધિ વ્યાધિ ઉપાધી ટાળવા, રાધા કૃષ્ણ ગોવિંદ નામ;
હરિ ૐ હર તું સત્ય પ્રભુજી, પરમાત્માને કરૂં પ્રણામ. ૧૭

સુણો મહાત્મ્ય કેળનાથનું, મનમાં ધારી હર્ષ અપાર;
દુઃખો તમારાં સઘળાં જાશે, સરશે કાર્ય બધાં નિર્ધાર.
મનવાંચ્છિત ફળ મેળવવાને, નિશદિન સેવક સમરે છે;
ૐ હર શ્રી શંકરદાદા, દર્શનથી દુઃખ ભાગે છે. ૧૮

પ્રેમ ધરીને સેવા કરશો, શ્રી સ્વયંભુ છે જગદીશ;
ભોળાનાથનું કામજ ભારે, વરદાયક એ ભોળા ઈશ.
કરગરીને જે જે કહીએ, કરૂણાસાગર એ સૂણે છે;
ૐ હર શ્રી શંકરદાદા, દર્શનથી દુઃખ ભાગે છે. ૧૯

હરિહર બ્રહ્મા એકજ રૂપે, અંતર તેમાં નહિ નિર્ધાર;
જુજવે રૂપે સઘળે વ્યાપે, સાકારનીજ સેવા સાર.
સેવકને એ દર્શન દે છે, પોતાનો કરી સ્થાપે છે;
ૐ હર શ્રી શંકરદાદા, દર્શનથી દુઃખ ભાગે છે. ૨૦

વૈકુંઠે વસે વિશ્વંભર શિવજી કૈલાશે, હરિ કાળા હર ગોરા એ બે
એક કાન્તે.... .... જય દેવ મહાદેવ.

લક્ષ્મીવર ઉમીયાવર શંકર શામળીઆ નટવર હરિ હર સ્વામી
એકાંતે મળીયા .... જય દેવ મહાદેવ.

નંદીવાહન, ખગવાહન, શીવ ચક્ર ત્રિશુલધારી, ત્રિપુરારિ મોરારી
કર કમળા ધારી.... ....જય દેવમહાદેવ.

કૌસ્તુભ મણિ કેશવને શીવને રૂદ્રમાળા, માધવને મુક્તાફળ
શીવને સર્પ કાળા ....જય દેવ મહાદેવ.

વાઘાંમ્બર પીતામ્બર શીવ શ્યામે પહેર્યાં, કમળ નયન કેશવને
શીવને ત્રય નયના ....જય દેવ મહાદેવ.

શુભ વદન ત્રીકમને શીવને ભસ્માંગે, રામે રૂદીઆ રાખ્યાં
ઉમીયા અર્ધાંગે ....જય દેવ મહાદેવ.

એ બે એક સ્વરૂપ અંતર નવ ગણશો, ભાવે ભુધરને ભજતાં
ભવસાગર તરશો ....જય દેવ મહાદેવ.

હરિ હરની આ આરતી જે કોઈ ગાશે, ભણે શીવાનંદ સ્વામી
સુખ સંપત થાશે.... .... .... ....
હર કૈલાસે જાશે..... જય દેવ મહાદેવ.

---

## ॥ શિવશક્તિની આરતી. ॥

જે આદ્યા શક્તિમાં જે આદ્યા શક્તિ,
અખંડબ્રહ્માંડ નિપજાવ્યાં, પડવે પંથકમાં..જયોજયો મા જગદંબે૧

દ્વિતિયા બે સ્વરૂપ, શિવ શક્તિ જાણું મા,
બ્રહ્માગુણપતિ ગાઉં, હરિ ગાઉં હર મા ....જયો જયો મા. ૨

તૃતિયા ત્રણ સ્વરૂપ, ત્રિભુવનમાં બેઠાં મા,
ત્રયસ્થકી તરવેણી, તું તરવેણી મા ....જયો જયો મા. ૩

ચોથ ચતુરા મહાલક્ષ્મીજી, સચરાચર વ્યાપ્યાં મા,
ચાર ભુજા ચો દશા, પ્રગટયાં દક્ષિણ મા....જયો જયો મા. ૪

પંચમી પંચરૂષી, પંચમ ગુણ પદમા મા,
પંચ સહસ્ત્ર ત્યાં શોહિયે, પંચે તત્વે મા....જયો જયો મા. ૫

ષષ્ટિ તું નારાયણી, મહિષાસુર માર્યો મા,
નરનારીને રૂપે, વાપ્યાં સઘળે મા. ....જયો જયો મા. ૬

સપ્તમિ સપ્ત પાતાળ, સાવિત્રી સેના મા,
ગૌ ગંગા ગાયત્રી, ગૌરી ગીતા મા....જયો જયો મા. ૭

અષ્ટમિ અષ્ટ ભુજા, આઈ આનંદા મા,
સુરવર મુનિવર જન્મ્યા, દેવ દૈત્યે મા ....જયો જયો મા. ૮

નવમી નવ કુળ નાગ, સેવે નવ દુર્ગા મા,
નવ રાત્રીનાં પુજન, કીધાં છે બ્રહ્મા ...જયો જયો મા. ૯

દશમી દશ અવતાર, જય વિજયાદશમી મા,
રામારામ રમાડયા, રાવણ રોળ્યો મા ...જયો જયો મા. ૧૦

એકાદશી અગિઆરસ, કાત્યાયનિ કામા મા,
કામદુધા કાળિકા, શ્યામાને રામા ...જયો જયો મા. ૧૧

બારસ બાળા રૂપ, બહુચરી અંબા મા,
બટુક ભૈરવ શોહિયે, તારા છે તુજમાં ....જયો જયો મા. ૧૨

તેરસ તુળજારૂપ, તું તારણિ માતા મા,
બ્રહ્મા વિષ્ણુ મહાશિવ, ગુણ તારા ગાતા ...જયો જયો મા. ૧૩

ચૌદશે ચૌદે રૂપ, ચંડી ચામુંડા મા,
માર્કંડે વખાણ્યા, ગાઈ શુભ કવિતા ....જયો જયો મા. ૧૪

પુનમે પુર્ણ કરી, સ્તંભાવતી નગરીમાં,
વસિતે માંહી વખાણી, સુણી કરજો કરૂણા...જયો જયો મા. ૧૫

સંવત સત્તાવન, સોળે તિથી ભાવિ મા,
સંવત સોળે પ્રગટી, રેવાની તીરે ...જયો જયો મા. ૧૬

શિવશકિતની આરતિ, જે ભાવે ગાશે મા,
ભણે શિવાનંદ સ્વામી, સુખ સંપત્તિ થાશે...જયો જયો મા. ૧૭

ઇતિ શિવમ્.

---

## ॥ વૈષ્ણવ જન ॥

રાગ-કેદારો

વૈષ્ણવ જન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે,
પરદુ:ખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે;
વૈષ્ણવ જન તો૦

સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેની રે;
વૈષ્ણુવ જન તો૦
સમદૃષ્ટિ ને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માત રે,
જિવ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે;
વૈષ્ણુવ જન તો૦
મોહ માયા વ્યાપે નહિ જેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાં રે,
રામનામશું તાળી લાગી; સકળ તીરથ તેના તનમાં રે;
વૈષ્ણુવ જન તો૦
વણુલોભી ને કપટરહિત છે, કામ ક્રોધ નિવાર્યા રે,
ભણે નરસૈયો તેનું દરશન કરતાં, કુળ એકોતેર તાર્યાં રે;
વૈષ્ણુવ જન તો૦

---

## ॥ અંતકાળના વિષે બે બોલ. ॥

આ દેહ હમેશાં રહેવાનો નથી, તેમ વૈભવ પણ રહેશે એવી ખાત્રી નથી. અને મોત તો હમેશાં પાસેનું પાસે જ રહે છે, માટે પુન્યનો સંઘરો કરી રાખવો કે અંતે કામ લાગે:-

शतेषु जायते शुरा, सहस्त्रेषु च पंडित.
लक्षेषु जायते वक्ता, दाता भवति वा न वा.

અર્થ:—સો માણસમાંથી એક શુરવીર નીકળે હજારમાંથી એક પંડીત નીકળે અને સુભાષણ કરનાર લાખ માણસમાંથી એક નીકળે પરંતુ તેટલી સંખ્યામાંથી દાતા પુરૂષ તો કોઈકજ નીકળે.

**ઉત્તમ સેહસંગત્યં, માનં હાની પદે પદે.**
**પુષ્પમાલા પ્રસંગેન, સુત્રં શિર સિધારયેત**

અર્થ:—ઉત્તમ માણુસની સોબત કરવાથી ડગલે ડગલે માન વધે છે જેમકે સુતરનો તાંતણો તુચ્છ જેવો છે તે પણ ફુલના હારમાં પરોવાયો એટલે તોરો થઈને મોટા પુરૂષના મસ્તક ઉપર બિરાજે છે માટે દરરોજ સત્સંગ કરી અંતકાળને માટે પ્રથમથી ચેતવું.

માણુસનો જ્યારે અંતઃકાળ આવે છે ત્યારે તેની બુદ્ધિ પવિત્ર થાય છે તે વખતે તેના મનમાં એવો વિચાર આવે છે કે હવે મારે આ જગત છોડીને જવું છે તેથી તેની બુદ્ધિ કપટ રહીત થાય છે આખી ઉમરમાં તેણે જે જે પાપ કર્યાં હોય તે બધાં યાદ આવે છે કોઇને કુવચન કહ્યાં હોય તે સાંભળી આવે છે. ને તેનું અતંઃકરણ બળે છે અને પસ્તાવો કરીને એવું ધારે છે કે હું તેની માફી માગું.

જેણે પોતાની ઉંમરમાં જે જે શુભ કાર્ય કર્યાં હોય તે પણ તેને અંતકાળે સાંભળી આવે છે. અને સંતોષ ઉપજાવે છે ગમે તેવો નાસ્તિક હોય તે પણ અંતકાળે આસ્તિક થાય છે કેમકે તેને તે સમે પરમેશ્વર અને પોતાનો ધર્મ એ બે સિવાય બીજું કાંઈ મદદગાર જણાતું નથી. સગાં-વહાલાં અને મિત્રો એ સમે હાથ ખંખેરીને અળગા રહે છે કોઈનું જોર ચાલી શકતું નથી. તેથી પરમેશ્વર તરફ તેનું મન દોડે છે.

અરે મિત્રો આપણે અંતકાળના જેવી પવિત્ર બુદ્ધિ નિરંતર રાખવી જોઇએ. કેમકે આપણો અંતકાળ ક્યારે થશે

તે આપણે જાણતા નથી. ન્હાનાનો કે મોટાનો માંદાનો કે સાજાનો કાંઈ નિરધાર નથી. આપણે સાંભળ્યું છે કે કેટલાકને ચાલતાં ઠેસ વાગી અથવા તમર આવી અને એજ ઠેકાણે તેનો દેહ છુટી ગયો તો આપણો દેહ પણ તેના જેવોજ છે મનના વિચાર મનમાં રહી જશે. આદરેલાં કામ અધુરાં રહેશે અને ઇશ્વરનો હુકમ આવશે કે તરત ઉઠીને ચાલી નીકળવું પડશે એટલું પણ કહી શકાશે નહીં કે મારા ઘર સુધી મને પહોંચવા દો. અથવા આટલી ભલામણ મને કરવા દો જેમ ગુન્હેગારને સરકારના સિપાઇઓ જ્યાં દેખે ત્યાંથી પકડીને લઇ જાય છે તેમજ જમના દુતો અચાનક આવીને પકડીને લઇ જશે. આપણે કોઇને કુવચન કહ્યાં હશે, કે બીજા પાપ કર્યાં હશે, તેનો પસ્તાવો થવા લાગશે. પણ તે વખતે માફી માગવાનો વખત ક્યાંથી મળે માટે કોઇને કુવચન કહેવું નહિ બારા શ્રાવકો દરવરસની રૂષિ પંચમીને દહાડે પોતાના પ્રતિપક્ષીઓની માફી માગે છે અને કહે છે કે આગલા બાર માસમાં જે કાંઈ બોલ્યા ચાલ્યા હોઈએ તે (મિચ્છામિદુકડં) મતબલ કે માફી માગું છું આપણે પણ તેવી રીતે માફી માગવી એ અતિ લાભદાયક છે.

અંતકાળને વખતે હિંમત વૈરાગ્ય અને પરમેશ્વર ઉપર પ્રીતિ રાખવી જોઈએ કારણકે મોત કોઇને છોડતું નથી. જનમ્યા તે દિવસથી મોત પાછળને પાછળ લાગુ થયું છે. માટે પરમેશ્વરનો હુકમ રાજીખુશીથી માથે ચઢાવવો અને દિલગીર થવું નહિ. દીલગીર થવાથી મોતને દયા આવતી નથી.

જ્ઞાનીને અને અજ્ઞાનીને સર્વેને મોત લઈ જાય છે તેમાં એટલો ફેર છે કે જ્ઞાની રાજીખુશીથી અને હિંમતથી જાય છે

અને અજ્ઞાની ત્રાસ પામતો જાય છે. જેમ રાજાના દુતો કાર-ભારીને તેમજ ગુન્હેગારને પણ તેડવાને જાય છે, તેમાં કારાભારીઓ મલપતા મલપતા દરબાર તરફ જાય છે, અને ગુન્હેગારો ત્રાસ પામતાં બ્હીતાં બ્હીતાં જાય છે. આવીજ રીતે જ્ઞાનીમાં અને અજ્ઞાનીમાં તેમજ પ્રમાણીકમાં અને પાપીમાં ફેર છે.

જે કંઇ શુભ કાર્ય કરવાનું હોય તે બની શકે તેટલું અગાઉથી કરી લેવું જોઇએ. અને મુસાફરની પેઠે ગાંસડી પોટલી બાંધીને તૈયાર રહેવું. કોઈ બધાં કામ પુરાં કરીને પરવારીને ગયા નથી. સૌ અધુરાં કામ મુકીને ચાલ્યા ગયા છે. આપણાં કેટલાંએક કામ અધુરાંજ રહેશે, માટે તેની કાંઈ ફીકર કરવી નહિ. જગતનો વહેવાર જેમ ચાલે છે તેમ ચાલશે આપણા વિના તે અટકી પડવાનો નથી. આ મારો છોકરો નાની ઉંમરનો છે તેને કોણ ભણાવશે. કોણ મોટો કરશે, કોણ પરણાવશે એ બધી ફીકર વ્યર્થ છે કારણકે કોઇનો બાપ હજારો રૂપીયા મૂકીને મરી જાય છે તે છોકરો ભીખ માગે છે અને નિરાધાર છોકરાં લખેશરી થાય છે. મરણ પછી શરી-રને અને જીવને કોઈપણ જાતનો સંબંધ રહેતો નથી શરીરમાં કીડા પડે કે તે જનાવર ખાઈ જાય તેની જીવને કાંઇ પીડા થતી નથી. જેમ નખ કે વાળ ઉતાર્યા પછી તે મારા એમ ધારી તેને સંઘરી મૂકતા નથી. પણ ફેંકી દઇએ છીએ. તેમ મરણ પછી બધા વહેવાર નકામા છે. કારણ કે કોઈપણ જાતનું કંઇ સારૂં અગર ખોટું સાંભળવા પાછા આવવાનું નથી.

વારસદાર ના હોય તો જે ભોગવશે તેને વારસદાર માનવો બધુ ડહાપણ અને જ્ઞાન મેળવવું તે ઘણું કરીને મરણની ઘડીને

માટે છે પોતે પોતાના મનનેજ કાબુમાં રાખી શિખામણ ગ્રહણ કરવી.

અંતકાળની વેળાને જે યાદ રાખે તે પાપથી બીએ અને કોઇની સાથે વેર કરે નહિ આ સંસારની મુસાફરીમાં આપણે કમાવા આવ્યા છીએ, શાબાશી લઇને જઈશું એજ આપણી સાચી કમાણી છે. બંદરના વસિઆતોની પેઠે ભેગા થયા છીએ. મુદત પુરી થએ, એકએકથી જુદા પડીશું, આપણે હાલ જ્યાં રહીએ છીએ. ત્યાં પાંચસો વરસ ઉપર કોણ રહેતું હતું તે કોઈ જાણતું નથી તેમ આપણને પણ કોઈ જાણશે નહિ કે ક્યાં રહેતા હતા.

આપણું ધાર્યું કંઈ થવાનું નથી ઈશ્વરનું ધાર્યું થાય છે નિતીથી ચાલતાં જે કંઇ મળે તેટલાથી સંતોષ માનવો અનિતિથી લાખો રૂપીયા મેળવ્યા હોય તે શા કામના છે. આપણે તો શેર અન્નના સાથી છીએ અનિતિથી મેળવેલું ધન ખાઈ જાય બીજા અને તેનું પાપ કરનારને ભોગવવું પડે છે, માટે પોતાના અંતઃકરણને પવિત્ર કરવા સારૂં દરરોજ અંતકાળની ઘડીને યાદ રાખવી.

અસ્તુ, ૐ શાન્તિ ! શાન્તિ ! ! શાન્તિ ! ! !

## ॥ ટુંકી સમજણ ॥

### દોહરા

ક્ષણુ ભંગુર આ દેહનો, નથી ભરોસો ભાઈ;
મોજ માણી સંસારમાં, મિથ્યા રહ્યો લપટાઈ, ૧

મોજ શોખમાં દુઃખ સદા, રહે છે વારંવાર,
જે જન તે તજેલ છે, સુખીઆ છે સંસાર. ૨

જ્ઞાની જન વદી ગયા, પુરણ આણી પ્રીત;
ધર્મ પોતાનો પાળવા, રૂડી જણાવી રીત ૩

જેની ઝાઝી જરૂર છે; એવું ભણતર એક,
વેદ જાણો વિવેકથી, રાખી મનમાં ટેક. ૪

જુઠે બહુ બુદ્ધિ ફરે, ઈર્ષાથી દુભાય મન;
પરધનથી દુઃખ ઉપજે, સાક્ષી છે મનો મન. ૫

જુએ સર્વને પ્રેમથી, આળસનું નહિ નામ,
હિંમત ને ઉદ્યોગથી, ઓળખે આત્મારામ. ૬

ઈંદ્રિ નિગ્રહ જે કરે, દીનને જોઈ દુભાય;
ઉપકાર ન ભુલે કોઈનો, તે ઉતરશે ભવપાર. ૭

ધીરજ ને ચતુરાઈથી, કામ કઠણુ પણુ થાય
ડગલે ડગલે ચાલતાં, લાંબો પંથ કપાય. ૮

માટે મારા બંધુઓ, ઊતરવા ભવપાર
ધીરજ ધરને ખંતથી, થાશો ઝટ તૈયાર. ૯

દાસ **મગન** એમ વિનવે, વાંચક મારા વીર;
શીખ સારી નવ ભુલે, જો હોય ગુણ ગંભીર. ૧૦

॥ हरि ॐ तत् सत् ॥

# પ્રેમલક્ષણા ભક્તિ

## પ્રેમામૃત

### ઓચ્છવ (ઉત્સવ)નાં પદ, ભજન.

॥ ઘોડીની સાખી. ॥

ગોડીની સાખી

પ્રથમ નામ ગુરૂ વંશકો, રસ રટણા દીન રેન;
પ્રીત રીત સબ પાળીએ, ગુરૂ વૃંન્દાવન સે વેન. ૧

ચરણ શરણ હરી વંશકો, જબ લગી આવ્યો ના;
નવલ કુંજ નિજ માધુરી, કર્યું વરસે વન માલ. ૨

પ્રથમ નમું ગુરૂ દેવને, જેણે આપ્યું નિજ જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, ટળ્યું દેહ અભિમાન. ૩

ચંદન મખીયાં છોડકે, દુર્ગંધસે લપટાય;
સાકુટ કથા ન સાંભળે, ઉંઘે કે ઉઠ જાય. ૪

તત્વ સાર ત્રિલોકમાં, ગુરૂ ગોવિંદ એક સ્વરૂપ;
આદિ અંત મધ્ય એહ છે, હરિ ગુરૂ સંત સ્વરૂપ. ૫

રામ નામ ભણ્યો નહિ, હરિ શું ઉપજ્યો હેત;
જનુની બિચારી કયા કરે, જેને પત્થર પડિઓ પેટ. ૬

પત્થર પત્થર કયા કરો, ન્હાના મોટી હોય;
એક પત્થર ચંદન ચઢે, દુસરા લક્ષ કરોડ. ૭

ગોડી પૂછે ગોડીયા, કોણુ ભલેરો દેશ;
સંપત હોયતો ઘર ભલો, નહિતો ભલો પરદેશ, ૮

સંપત દેખી મત હરખીએ, વિપત પડે મત રોય;
સંપત ત્યાં વિપત ઘણી, હરિ કરે સો હોય. ૯

ગોડી રાગ આલપીયો, ના કિયો વિપ્રને દાન,
એકાદશી વ્રત કીધાં નહિ, ના કીધાં ગંગા સ્નાન. ૧૦

રામ નામ નિજ મંત્ર હે, રતી એક મન લગાય;
ધીરજ ફળ મંગળ વસે, કોટી વિઘ્ન મટી જાય. ૧૧

રાધા વલ્લભ આજ મો, ઓર ફૂલ ફગ સબ ડાળ;
વ્યાસ ઉનસે ઓચરે, સબ હંસ કેરો અવતાર. ૧૨

દયા ધરમકો મૂળ હે, પાપ મૂળ અભિમાન,
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમેં પ્રાણ. ૧૩

તુલસી આ સંસારમાં, ભાત ભાતના લોક;
સબસે હિલમિલ ચાલીયે, નદી નાવ સંજોગ. ૧૪

તુલસી મનુષા દેહ ધરી, ના જપ્યા શ્રી જુગદીશ;
જનુની નાળ વધેરતાં, કયું કાટયો નહિ શીશ. ૧૫

જનુની જણતો ભક્ત જણ, કાં દાતા કાં શુર;
નહિતો રે, જે વાંઝણી, તારૂ મત ગુમાવીશ નુર, ૧૬

દુંદાળો દુઃખ ભંજનો, સદાય બાળે વેશ;
પ્રથમ પહેલા સમરીએ, ગવરી પુત્ર ગણેશ. ૧૭

ગવરી તારા પુત્રને, મધુરા સમરે મોર;
દહાડે બ્રાહ્મણ વાણીઆ, રાત્રે સમરે ચોર. ૧૮

સમરે તો લક્ષ લાભ દે, વિદ્યા તણો ઉપદેશ,
મગન થઈ તુંજને ભજે, હરકત હરો હંમેશ. ૧૯

લંબોદર તુંજને નમું, વિઘ્ન નાશક નામ;
ગીરીજાનંદન ગણપતિ, કરૂં કોટી વાર પ્રણામ. ૨૦

## ॥ શ્રીગુરૂને પાયે લાગુ ॥

રાગ ગોડી ( પદ )

શ્રી ગુરૂને પાયે લાગું, પહેલુ વહેલું શ્રી ગુરૂને પાયે લાગું;
મારા વાલાજી ને પાયે લાગું. " " "
કરોને કૃપા કૃષ્ણ સેવારે કીજે, બીજું તે કાંઈ ન માગું
પહેલું-૧

ગુરૂ ઉપદેશ સદા સુખકારી, જેનું મન નિર્મળ થાએ;
ત્રીવિધ તાપ મોહ માયારે મમતા,માનનો વિકાર સઘળો જાયે.
-પહેલું ૨

ગુરૂ ઉપદેશનો મહિમારે મોટો, એમ કહે સંત સુજાણ;
ભાવ ધરીને જે કોઇ સેવારે કરશે, પામે પદ નિર્વાણ.
-પહેલું ૩

વેદ પુરાણ શાસ્ત્ર એમ બોલે, જેને હોય ગુરૂજીનો દઢ વિશ્વાસ.
શ્રી ગુરૂ નારાયણ તેનેરે મળશે, વર્ણવે વૈષ્ણવ દાસ.
-પહેલું ૪

---

## ॥ અચેત પ્રાણી હરિને ભજો ॥

રાગ ગોડી ( પદ )

અચેત પ્રાણી હરિને ભજો અઘઘડી, તારૂ કાયા દેવળ જાશે પડી.
તારા મનમાં જાણે છે હું ના હોતતો, સઘળાં મરત રખડી.
અચેત ૧

આખો દિવસ ધંધામાં ગુમાવે; રાત્રે નિંદ્રા ઘણી આવે;
ઘડી પલક નવરાશ મળે તો, જુઠા ગપાટા ચલાવે.
અચેત ૨

ધન મેળવવાની જંખના અતિશે, જાણે કે હું લખેશરી કહાવું;
નથી જાણતો તું હાલ જવાનું, પડતું મેલી ભાણામાં ખાવું.
અચેત ૩

ધનના ભંડાર સઘળા ધર્યાંરે રહેશે, વાંકી મૂછોનો નહિ રહે ટેક;
ત્રિયા તારી કળકળતી રહેશે, સંગે નહિ આવે કોડી એક.
અચેત ૪

ચતુરાઈ સઘળી ચુલે ચડવાની, તારા અંગનો નહિ રહે રંગ
ધર્મનો હિસાબ આપવો પળ પળનો પછી કૂટીરે ભાગશે અંગ.
અચેત ૫

ચિત્તમાં ચિંતવન શ્રી હરિનું કર્યા વિણ, નહિ મટે કાળ કેરો ક્રોધ;
રંક વિષ્ણુ કહે ભજ રાધાંવર, હરિજન કહાવો જરાક.
અચેત ૬

---

## ॥ નારાયણ સુખકારી ॥

### રાગ ગોડી ( ૫૬ )

નારાયણ સુખકારી, ભજી લેને નારાયણ સુખકારી;
સાધુ જનની માન શીખામણ, વિષય વિકાર વિસારી.
ભજીલેને ૧

માતા પિતા ધન મંદિર મેડી, નહિ તારાં સુત નારી;
જમના દ્વાર એકલા જાવું, કરજે કર્મ વિચારી.
ભજીલેને ૨

રાય રંક ગુણિજન પંડિત, ખેડુત ને વહેપારી;
સગાં કુટુંબી સહિત સૌને, લઈ જાવે જમ મારી
ભજીલેને ૩

ભરતખંડમાં દેહ મણુષ્યનો, મળે નહિ વારંવારી;
વૈષ્ણવ જન કહે થાને સુખીયો, સંત વચન ઉર ધારી.
ભજીલેને ૪

---

## ॥ પ્રગટ પ્રમાણ હરિને ॥

### રાગ ગોડી ( પદ )

પ્રગટ પ્રમાણ હરિને, ભજ મન પ્રગટ પ્રમાણ હરિને;
કામ ક્રોધ, મદ, મોહ તજીને, દૃઢ ઉર ટેક ધરીને.
ભજમન ૧

ગર્ભવાસનું સંકટ પ્રાણી, જાઈશ મા વિસરીને;
કુબુદ્ધિ કુડ કપટ પર હરજે, ધરજે પાય ડરીને.
ભજમન ૨

માલ મુલક સર્વે મેલીને, જાવું જરૂર મરીને,
જાઈશ મા, જમડાની રે આગળ, ઝાઝો ભાર ભરીને.
ભજમન ૩

ભવ દુઃખ ટળેને મટે ભ્રમણા, સંતનો સંગ કરીને,
બ્રહ્માનંદ કહે આવો અવસર, નહિ પામીશ ફરીને.
ભજમન ૪

## ॥ ગોડી વેળા વહી ગઈ ॥

રાગ કલ્યાણ

ગોડી વળા વહી ગઈ, જબ અસ્ત ભયો હે ભાણુ;
રાત ઘટિકા દો ગઇ, જબ પ્રગટયો રાગ કલ્યાણ.—૧

કલ્યાણ કલ્યાણ સબકો કહે, મેં કયા કહું કલ્યાણ;
જે ઘેર સેવા ગોપાલકી, તે ઘેર સદા કલ્યાણ—૨

સુખ ઉપજ્યો દુઃખ મીટ ગયો, ચોદશ થયો ઉજીયાળ
અંગો અંગ ઉલટ થયો, જબ પ્રગટયો રાગ કલ્યાણ—૩

કલ્યાણ રાગ સોહામણો, સબ રાગનકે રાખત માન;
સિંહલ દેવી પદમણી, જપતી રાગ કલ્યાણ—૪

પાણી કેરી પરબડી, પંખી કરે વિલાસ;
કહે પ્રિતમ એક કાગડો, કરે નીરનો નાશ—૫

## ॥ અંતર્યામીનું નથી અજાણ્યું ॥

રાગ કલ્યાણ (પદ)

અંતર્યામીનું નથી અજાણ્યું, મન માને ત્યાં મહાલો—ટેક.
પુણ્ય પાપના બે મારગ છે, મનને ગમે તે ઝાલો—
અંતર્યામીનું ૧

કરશો તે ભોગવવું રે પડશે, જોઇ વિચારીને ચાલો—
અંતર્યામીનું ૨
હરિને ઘેર તો હિસાબ ઠીક છે, કોણુ વેરી ને કોણુ વ્હાલો—
અંતર્યામીનું ૩
વણુ સમજે વેપાર કરે છે, ફેરો પડશે ઠાલો—
અંતર્યામીનું ૪
કહે પ્રીતમ ઓળખો હરિને, નાગર નંદાજીનો લાલો—
—અંતર્યામીનું ૫

---

## ॥ આવો અહંકાર શીદ કરો ભાઈ ॥

રાગ કલ્યાણુ (પદ)

આવો અહંકાર શીદ કરો ભાઈ, અંતે જાવું ઉઠી. —ટેક.
કારૂણુ દુ:ખમાં દેખતો નથી, અચેત આંખો ફૂટી—આવો૦ ૧
મિથ્યા સુખ છે આ કાયાનું, તારી દેહ જાણુવી જૂઠી—આવો૦ ૨
પાંચ પચીસ પુંઠળ રહેવું પડશે, પલટમાં લેશે લૂંટી—આવો૦ ૩
મોટા મહિપતિ મહા જોરાવર, કાળે નાંખ્યા કૂટી—આવો૦ ૪
કહે પ્રીતમ પ્રભુને ભજી લે, પીવોને રામ રસ બૂટી—આવો૦ ૫

---

## ॥ કેદારો જબ કીજીએ ॥

કેદારાની સાખી

કેદારો જબ કીજીએ, આધી રેન હોય;
હરિજન હોય તે હરિ ભજે, નુઘરા રે'વે સોય. ૧

કેદારો જબ કીજીએ, મુખસે જપીએ રામ;
અવર રાગનકો દેવતા, કેદારો ભગવાન. ૨

કેદારો કંકણુ લવે, મોર લવે મલ્હાર;
સોરઠ તો સૂડલો લવે, હરિજન લવે ગોપાળ. ૩

કેદારો અમ ઘેર પરૂણલો, પુરવા મનના કોડ;
ધન ધન નાગર નરસૈંયો, જેને ઘેર પધાર્યા રણછોડ. ૪

કેદારો અમ ઘેર પરૂણલા; શાં શાં ભોજન કરીશ;
ખીર ખાંડ ઘૃત રોટલી, આંબા રસ ઘોરીશ. ૫

કેદારો અમ ઘેર પરૂણલા, શી શી જુક્તિ કરીશ;
ગાદી તકીયા ગાલ મશુરીયાં, હરિને બેસણુ આસન દઈશ. ૬

સપ્ત દ્વીપ નવ ખંડમાં, ભોજન પુરત સોઈ;
બાવા નંદજીકે આંગણે, માખણુ માગત રોઈ. ૭

ખર ઘડંતાં નર ઘડયો, ભૂલ્યો શીંગ ને વળી પૂંછ;
એક ઘડી હરિ ન સંભાળીયો, ધિક્ક દાઢી ધિક્ક મૂછ. ૮

---

## ॥ પ્રાણ થકી મુને વૈષ્ણવ વ્હાલા ॥

### રાગ કેદારો (પદ)

પ્રાણુ થકી મુને વૈષ્ણુવ વ્હાલા, રાત દિવસ હૃદયે ભાવું રે;
તપ તીરથ વૈકુંઠ પદ મૂકી, મારા વૈષ્ણુવ હોય ત્યાં આવું રે.
પ્રાણુ થકી. ૧

અમરીખ રાજા મને ઘણા વ્હાલા, દુર્વાસા એ મન ભંગ કીધું રે;
મેં મારૂં અભિમાન તજીને, સુદર્શન વાળી લીધું રે.
પ્રાણુ થકી. ૨

ગજને માટે હું પાળો પળીઓ, હરિજનની શોધ લેવારે;
ઉંચ ને નીચ હું તો કંઇ નવ જાણું, મને ભજે મુજ જેવારે.
પ્રાણ થકી. ૩

લક્ષ્મીજી અર્ધાંગના મારી, તે મારા સંતોની દાસીરે;
અડસઠ તીરથ મારા સંતોને ચરણે, કોટી ગંગાને કોટી કાશીરે.
પ્રાણ થકી. ૪

સંત ચાલે ત્યાં આગળ હું ચાલું, સંત સુવે ત્યાં હું જાગું રે;
જે મારા સંતની નીંદા કરે છે, કુળ સહિત હું ભાગું રે.
પ્રાણ થકી. ૫

મારા બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવ બાંધે તે નવ છૂટેરે;
એક વાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન નવ તૂટેરે.
પ્રાણ થકી. ૬

બેસીને ગાય ત્યાં ઉભો સાંભળું, ઉભો ગાય ત્યાં હું નાચું રે;
હું વૈષ્ણવથી ક્ષણ નહિ અળગો, ભણે નરસૈયો સાચું રે.
પ્રાણ થકી. ૭

---

## ॥ મુછ મુડન સૌ કો કરાવે ॥

### રાગ કેદારો (પદ)

મુછ મુડન સૌ કો કરાવે, મનવો મુડયો કેમ જાએ રે;
જ્યાં લગી મનવો નથીરે મુડયો, ઠાલો વેશ ધરે શું થાય રે.
મૂછનું ૧

જટા વધારે જગદીશ મળે તો, વડ વૈકુંઠ જાએ રે;
દંડ ગ્રહે દીનાનાથ મળે તો, સર્વ લાકડી સાહે રે.
મૂછનું ૨

ભસ્મ ચોળે ભગવાન મળે તો, ગર્ધવ છારમાં લોટે રે;
દંડવત્ કીધે દીનોનાથ મળે તો, સૂર્ય ભોંય પર લોટે રે.
મૂછનું ૩

સર્વે સંન્યાસી તમે વૈષ્ણવ થાવને, મારી સાથે તાલ વગાડો રે;
ભણે નરસયો ભગવાંરે પહેરી, શીદ મનુષ્યા દેહ લજાવ્યો રે.
મૂછનું ૪

---

## ॥ જમો મારા વહાલા ચમર ઢોળું (થાળ) ॥

### થાળ (પદ)

જમો મારા વ્હાલા ચમર ઢોળું, જમો રાજા ઠાકોર ચમર ઢોળું;
પાતળી પોળીને ઘીમાં ઝબોળી, " " "
પેંડા પતાસાં ને પુરી જલેબી, ઝીણી સેવામાં ઘી ઘણું
રેડુ—જમો.

દાળ ભાત મેં તો કર્યા તમ સારૂ, વડાં વેડમી, ચુરમાંરે
ચોળુ—જમો.
કેરી કરમદાં હ્યોને અથાણાં, રાયતાં રવૈયાં ભરી ભરી
મેલું—જમો.
જુમનાની ઝારીતો જળ ભરી લાવું, આચમન કરો તમે દેવ
મોરારી—જમો.

લવીંગ સોપારીને એલચી દાણા, પાનના બીડાં હું તો વારી વારી
આપું-જમો.
કલ્યાણના સ્વામીને ઝાઝું શું કહીએ, ક્યાં તારી સખીઓને ક્યાં-
તારૂ ટોળુ- જમો.

---

## ॥ વિઠ્ઠલ વાળુ કરવાને વ્હેલા આવજોરે, (થાળ) ॥

### થાળ (પદ)

વિઠ્ઠલ વાળુ કરવાને વહેલા આવજોરે,
સાથે બાલ સખાને તેડી લાવજોરે—વિઠ્ઠલ ૧
મેં તો કાઠા તે ઘઉંની કરી ભાખરી જો,
ખરા બપોરે શેકી કરી આકરીજો—વિઠ્ઠલ ૨
મેં તો વેળાસર દોવડાવી ગાવડીજો,
મને માયા લગાડી હરિ આવડીજો—વિઠ્ઠલ ૩
મેં તો કુર ઓસાર્યો કમોદનોજો,
પાપડ શેક્યો પુનમચંદ જેવડોજો—વિઠ્ઠલ ૪
મેં તો જળ જુમનાની ઝારી ભરીજો;
પાકા પાન તણી બીડી કરીજો—વિઠ્ઠલ ૫
મ્હેતા નરસિંહના સ્વામી શામળાજો,
મેં તો ગુણ ગાયા હરિ તાહ્યરાજો—વિઠ્ઠલ ૬

---

## ॥ સોરઠ સુરોના સરજ્યો ॥

### સોરઠની સાખી

સોરઠ સુરો ના સરજ્યો, ના ચઢ્યો ગીરનાર;
ન નાહ્યો ગંગા ગોમતી, એનો એળે ગયો અવતાર. ૧

સોરઠ સિંહલ દેશની, જાત તણી પરમાર.
બેટી તો રાજા તેમની, તેને પરણ્યો રાયખેંગાર. ૨

સોરઠ સિંહલ દ્વીપની, તપસી ઉભો દ્વાર;
ભિક્ષા દો રાણી સોરઠી, મારો સંઘ ચાલ્યો કેદાર. ૩

સોરઠ રાગ સોહામણો, મુખસે મૂક્યો કેમ જાય;
જેમ જેમ ભાગે રાતડી, તેમ તેમ મીઠો થાય. ૪

હંસગતી મૃગલોચની, સજ્યા સોળ શણગાર;
રાધા તારા નયનમેં, વશ કીધો કિરતાર. ૫

સોરઠવાસી દ્વારીકાં, દેખીરે ઉત્તમ દેશ:
મથુરામાં હરિ જનમીયા, વ્હાલો વસ્યો સોરઠ દેશ. ૬

સોરઠ પાકયો આંબલો, સુડલો રહ્યો લોભાઈ;
ચંચતો પસારી પીયા કરે, રાજ રંગ ભીનો ક્યાં જાઈ. ૭

સોરઠ દેશ સોહામણો, મુજને જોયાના કોડ;
રત્નાકર સાગર ઘુઘવે, ત્યાં તો રાજ કરે રણછોડ. ૮

## ॥ હરિ આવ્યા છે નારીને વેશેરે ॥

રાગ સોરઠ ( ૫૬ )

હરિ આવ્યા છે નારીને વેશેરે, એને કોઇ જુઓ રે,
શિવ બ્રહ્મા જેનું ધ્યાન ધરે છે, એને જોઇ જોઈ;
દુઃખડાં ભૂલોરે—હરિ આવ્યા છે. ૧

બંધવ એનો તતક્ષણ ઉઠયો, આવ્યો મંદિર જાણીરે,
રત્નબાઈ ઘણું વ્યાકુળ ફરે છે, તમે લ્યોને મ્હેતા જળ
પાણીરે. એને કોઇ જુઓરે—હરિ આવ્યા છે. ૨

પરમેશ્વરે પુત્રી કરી જાણી, સભા મધ્યે આણીરે,
અંતરધ્યાન થયા અલબેલા, વાત સૌ કોએ જાણીરે.
એને કોઈ જુઓરે—હરિ આવ્યા છે. ૩

જય જયકાર થયો જગમાંહિ, હરખ વાધ્યો છે હૈયેરે,
નરસૈયાનો સ્વામી ભલે મળીયો, એના ચરણ કમળ ચિત્ત
લઈએરે. એને કોઇ જુઓરે—હરિ આવ્યા છે. ૪

---

## ॥ સોકલડીનું સાલ મારે મોટું રે ॥

રાગ સોરઠ ( ૫૬ )

ઓ બાઈ મારે ઘરમાં, સોકલડીનું સાલ મારે મોટું
અરેરે હવે તો જીવ્યાનું મારે ખોટું—ઓ બાઇ૦ ૧

સાસુ ધુતારી મારી, નણંદી ઠગારી વ્હાલા;
દિયેરીયાને મેણુલે મરીશું—ઓ બાઈ૦ ૨

કુવે પાણી જઈશું અમે, ગળે ફાંસો ખાઈશું વ્હાલા;
જઇ જુમનામાં પડીશું—એ બાઈ૦ ૩

વીખડાં ઘોળી અમે, ઝેરજ પીશું વ્હાલા;
કહેડે કટારી ખાઈને મરીશું—એ બાઈ૦ ૫

બાઈ મીરાં કહે પ્રભુ, ગીરધરના ગુણ વ્હાલા;
ચરણ કમળ ચિત્ત લઈશું એ બાઇ૦ ૪

---

## ॥ સામેરી બીજો શામળો ॥

### સામેરી સાખી

સામેરી બીજો શામળો, ત્રીજું નારાયણ નામ;
ચોથું વ્રત એકાદશી, પાંચમું ગંગા સ્નાન—૧
સામેરી સાહ્યર ઉલટયો, રત્ન તણાયાં જાય;
કરમ હીણું ભરે મુઠડી, એનો શંખલે હાથ ભરાય—૨
સામેરી સોનું સાટવે, ઉભી માણેક ચોક;
હું તને પૂછું સામેરી, તને શૂળી ભલી કે સોક—૩
સોકય થકી શૂળી ભલી, પડે કલેજે છેદ;
સોકયો કેરે બોલડે, મારી ક્ષણ ક્ષણ દાઝે દેહ—૪

---

## ॥ અરે હો. દ્વારકાં વાસીરે પદ ॥

### સામેરી પદ

અરે હો, દ્વારકાં વાસીરે, અવસર વહેલા આવજો રે;
આવો રાણી રૂક્મણી કેરારે કંથ— દ્વારકાં૦ ૧

અરે હો, દુષ્ટ ને દુર્યોધન રે, લાગ્યો મને પીડવા રે;
વ્હાલા મારા ચૌદશ ભાળુ, તારોરે પંથ— દ્વારકાં૦ ૨

અરે હો, સોડને તાણી રે, શું રે સુતો શામળા રે;
જાગો તમે દીનબંધુ મહારાજ.— દ્વારકાં૦ ૩

અરે હો, લક્ષ્મીજી તલસે રે, પ્રભુજીનાં પાવલાં રે;
વ્હાલા મારા મ્હેર કરો મહારાજ— દ્વારકાં૦ ૪

અરે હો, છપ્પન ને કોટી રે, જાદવ તાહરા રે;
વ્હાલા સાથે લેજો, બળભદ્ર સરખારે ભ્રાત—દ્વારકાં૦ ૫

અરે હો, કાળી નાગ નાથ્યો રે, જરાસન જીતીયો રે;
તે બળ ક્યાંરે ગયું મહારાજ— દ્વારકાં૦ ૬

અરે હો, વસમીને વેળારે, વ્હારે ચઢો વીઠલા રે;
ધાજો તમે છત્રપતિ મહારાજ— દ્વારકાં૦ ૭

અરે હો, સવારીને કરજો રે, ગરૂડની ઉપરે રે;
નરસૈયો વર્ણવે વારંવાર— દ્વારકાં૦ ૮

---

## ॥ અરે હો ? બ્રહ્મ રસ પીતાંરે ॥

### રાગ સામેરી પદ

અરે હો ? બ્રહ્મ રસ પીતાંરે, વિલંબના કીજીએ રે;
સમરણ કરીએ શ્વાસોશ્વાસ.
અરે હો ? આવો ને સમૈયોરે, ફરી ફરી નહિ મળે
હ્રદયે રાખોને દઢ વિશ્વા.સ—બ્રહ્મરસ૦ ૧

અરે હો ? આજ કાલ કરતાંરે, ચાંપે તારે ચાલવું રે;
જઇને નવખંડમાં કરવો વાસ.
અરે હો ? કાયા પ્રીટીનેરે, થાશે ઢેરી ધૂળની રે;
કોઇ પ્રાણી નહિ આવે તારી પાસ—બ્રહ્મરસ૦ ૨

અરે હો ? શરીર સમીનેરે, ઝાડી તે થશે રે;
ઉપર ઢોરાં ચરસે ઘાસ.
અરે હો ? ગગન પવન રે, પાવક જળ પૃથ્વી રે;
જે જેનો ત્યાં તેનો સમાસ—બ્રહ્મરસ૦ ૩

અરે હો ? કપટ તજીને રે, ભજો બ્રહ્મને રે;
ટાળી અનિત્ય વિષેની આશ.
અરે હો ? પરપંચ ટાળોરે, પ્રભુ દરશન થશે રે;
પ્રીતમ પ્રગટે જ્ઞાન પ્રકાશ—બ્રહ્મરસ૦ ૪

---

## ॥ જુવાનીને દહાડે રે ॥

### રાગ-સામેરી પદ

અરે હો ? જુવાનીને દહાડેરે, હો ? હરિને જાણ્યા નહિ રે;
મોહ્યું પર દારા સાથે રે મન.
અરે હો ? કંઇક ને મોહ્યોરે, હો ? કામનીના સંકલ્પમાં રે;
કંઇ એક જોડવા ધાયો રે ધન.—જુવાનીને૦ ૧

અરે હો ? પચીસ ને પચાસ રે, હો ? પરપંચમાં ગયાં રે;
દોહ્યલા આવ્યા સાઇઠ વર્ષના દન.
અરે હો ? સિત્તેર ને સુધી રે, હો ? કંઇ સમજ્યો નહિ રે;
પછી ચાલ્યો સાધન કરવા રે વન.—જુવાનીને૦ ૨

અરે હો ? આંખડીયે ન સુજે રે, હો ? ગળે બહુ નાશિકા રે;
બોલે તે તો સંભળાય નહિ કાન.
અરે હો ? માયા તો નવ મુકે રે, હો ? તૂટે નહિ તૃષ્ણા રે;
ઓળખાય નહિ અશર્ણા શર્ણ.—જુવાનીને૦ ૩

અરે હો ? હાથમાં લાકડી રે, ચરણ તો ચાલે નહિ રે;
તૂટીને શીતળ થયું છે તન.
અરે હો ? મુખડાની માંહી રે, હો ? દાંત દીસે નહિ રે;
હાય ! પાપી ઉદર માગે છે અન્ન.—જુવાનીને૦ ૪

---

## ।। અદ્‌ભુત આ દુનિયા માંહ્યરે ।।

### ધોળનાં પદ

અદ્‌ભુત આ દુનિયાની માંહ્યરે, વખત વખતની વાતો;
એનો ગર્વ ન કરવો કાંયરે, વખત વખતની વાતો.—ટેક

જે અર્જુન આખી ઉમર, જય પૃથ્વીમાં કીધો;
તે અર્જુનને રસ્તે જાતાં, કાંબે લુંટી લીધોરે—વખત ૧

જે રાવણથી તેત્રીસ કોટી, દેવો ત્રાસી જાયે;
તે રાવણને રામે રોળ્યો, વાનરની સેના એરે—વખત ૨

આખા ભૂમંડળનો સ્વામી, હરિચંદ્ર કહેવાયો;
તો પણ તે એક વખતે, અત્યંજ ને ધામે વેચાયોરે—વખત ૩

પાંડવ જેવા પાંચ પાંચ પતિ, દ્રૌપદીના કહેવાયે;
તેનાં વસ્ત્રો ભરી સભામાં, ખેંચ્યા કૌરવ રાયેરે—વખત ૪

દમયંતિના પગની પાની, રવી સરખા નવ દેખે;
વન વન માંહે એતો ભટકી, ભીલની નારી લેખેરે—વખત ૫

સો દીકરાની મા ગંધારી, ગર્વે થએલી ઘેલી;
એમાંનો એક નવ જીવ્યો, રાન રખડતી મેલીરે—વખત ૬

જાણુ કુળ જાદવનું કહાવે, પરિવારજ પનોતું;
એક ક્ષણમાં ખપી ગયું તે, જાણે જન્મ્યું નહોતું—વખત ૭

એક વખત બળી રાજા પોતે, સ્વર્ગ પતિ કહેવાયો;
પણ આખર વિષ્ણુના ભયથી, પાતાળે સંતાયો રે—વખત ૮

હુકમ દ્રવ્ય ને હાથી ઘોડા, મહેલ મનોહર મોટા;
નાશવંત એ સર્વ છે, જેમ ગગને વાદળ ગોટારે—વખત ૯

કાળ ક્રમે સહુ આવી મળે છે, કાળ ક્રમે સહુ જાએ;
ગહન ગતિ એ કાળ તણી, ત્યાં કયું કોઈનું થાએરે—વખત ૧૦

વખતે યાચકે ન ધન દેવું, વખતે માગી ખાવું;
તે માટે દુર્ગાશંકર કહે છે, દીલગીર તો ના થાવુંરે—વખત ૧૧

---

## ॥ ઘડપણ વિષેનું ॥

### ઘોળ

ઘડપણ કોને મોકલ્યું, જાણ્યું જોબન રહે સૌ કાળ—
ઘડપણ ટેક.

ઉમર તો ડુંગર થઈરે, પાદર થયા પરદેશ;
ગોરી તો ગંગા થઈરે, અંગે ઉજળા થયા છે કેશ—
ઘડપણ ૧

ન્હોતું જોઇતું ને શીદ આવીયું રે, ન્હોતી જોઈ તારી વાટ;
ઘરમાંથી હળવા થયા રે, કહેશે ખુણે ઢાળો એની ખાટ—
ઘડપણ ૨

ન્હાનપણે ભાવે લાડવા રે, ઘડપણે ભાવે શેવ;
રોજનેરોજ જોઇએ રાબડી રે, એવી બળી રે ઘડપણની ટેવ—
ઘડપણ ૩

આંખે તો સૂઝે નહિ રે, થર થર ધ્રૂજે કાય;
ખાધું તે અન્ન પચે નહિ રે, વળી બેઠા તે નવ રહેવાય.
ઘડપણ ૪

પ્રાત:કાળે પ્રાણુ માહ્યરો રે, અન્ન વિના અકળાય;
ઘરમાં કહે છે મરતો નથી રે, તેને બેસી રહેતાં શું થાય—
ઘડપણ ૫

દીકરા તો પરણી જુજવા થયા રે, વહુઓ વળી દે છે ગાળ;
દીકરીઓને જમાઇ લઈ ગયા રે, હવે ઘડપણના શા રે હવાલ—
ઘડપણ ૬

નવ નાડીઓ જુજવી પડી રે, આવી પહોંચ્યો કાળ;
બૈરાં છોકરાં ફ્ટ ફ્ટ કરે રે, નાનાં મોટા મળી દે છે ગાળ—
ઘડપણ ૭

આવી વેળા અંત કાળની રે, ત્યારે દીકરા પધાર્યા સાર;
પાંસળીઓથી છોડી વાંસળી રે, તેને લઇ લીધી તેણીવાર—
ઘડપણ ૮

એવું જાણી સૌ હરિને ભજે, સાંભળજો સા સાથ.
પર ઉપકાર કરીને પામશો રે, જે કંઈ કીધું હશે જમણે હાથ.
—ઘડપણ ૯

એવું નફ્ટ છે આ વૃદ્ધપણું રે, મૂકી દો સૌ અહંકાર;
ધર્મ ને સત્ય વચન થકીરે, મ્હેતા નરસિંહ ઉતર્યો ભવ પાર
—ઘડપણ ૧૦

---

## ॥ શું કરવાને તું સુખને માટે ॥

રાગ ધોળ

શું કરવાને તું સુખને માટે, દે છે દોડાદોડ જોને. ટેક
તારાં સુખ તો તુજને શોધે, સુઈ રહે તાણી સોડ જોને—
શું કરવા ૧

માગ્યા વિના મળે મેવલા, માગે મળે તો માગી જોને;
મોત સરીખું માગ્યું ન મળે, જીવલડા તું જાગી જોને—
શું કરવા ૨

અવસર વિના ફળ નવ આવે, સો મણ પાણી સીંચી જોને,
પુત્ર વિના પારણીયું ખાલી, સો મણ સાકર વેંચી જોને—
શું કરવા ૩

માગ્યા વીના સુખ ન મળેતો, સંકટ આવે શાથી જોને,
બારણીયામાં સર્વે બાંધત, હેમ ભરેલા હાથી જોને—
શું કરવા ૪

જગમાં સર્વે પુત્ર ઝુલાવત, વાંઝેણી ન રહત વનીતા જોને;
લાલચ રાખે લાભ મળેતો, કોઈ ન દેખત દીનતા જોને—
શું કરવા ૫

ભાગ્ય પ્રમાણે ભોગવવાનું, એતે કેમ થાય અળગું જોને;
કોઈ ઉપાયે કેડ ન મેલે, વજ્ર થઈને વળગ્યું જોને—
શું કરવા ૬

હિંમત રાખી હરિ ભજી લ્યો, બીજી આશા બાળ જોને;
ઋષીરાજ કહે સુખદુ:ખ રચના, ભાવ કરીને ભાળ જોને—
શું કરવા ૭

---

## ॥ રામ બાણ વાગ્યાં હોય તે જાણે ॥

### રાગ ગરબી

રામ બાણ વાગ્યાં હોય તે જાણે, પેલા મુરખ મનમાં શું આણે—
રામ.

ધ્રુવને વાગ્યાં પ્રહલાદને વાગ્યાં, તે તો ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને વાગ્યાં, એતો વેદ વચન પ્રમાણે—
રામ ૧

મોરૂધ્વજ રાજાનું મન હરિ લેવા, હરિ આવ્યા તે ટાણે;
લઇ કરવત મસ્તક પર મેલ્યું, પત્ની પુત્ર બેઉ તાણે—
રામ ૨

મીરાંબાઈ ઉપર ક્રોધ કરીને, રાણોજી ખડગજ તાણે;
વીષના પ્યાલા ગિરધરલાલે આરોગ્યા, એતો અમૃતને ઠેકાણે—
રામ ૩

નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી, ખેપ ભરિ ખરે ટાણે;
આગળ સંત અનેક ઉગાર્યા, એવું ધનો ભગત ઉર આણે—
રામ ૪

---

## ॥ વહાલો પ્રેમને વશ થયા રાજીરે ॥

### રાગ ગરબી

વહાલો પ્રેમને વશ થયા રાજીરે, એમાં શું કરે પંડિત ને કાજીરે,—
વહાલો ૧

સાખી

કરમાબાઈનો આરોગ્યો ખીચડો, ને વીદુરની ખાધી ભાજી;
એઠાં બોર વાલે શવરીનાં ખાધાં, વહાલે છપ્પનભોગ મેલ્યા
ત્યાગીરે,—વહાલો ૨

વિદુરને ઘેર શ્રી કૃષ્ણ પધાર્યા, ને કેળાં આણ્યાં જ બે માંગી,
ગર્ભ કાઢીનાંખીને છાલ ખવરાવી, વહાલે તોયે ન જોયું
જાગીરે— વહાલો. ૩

ગુણકા હતી તે પોપટ પઢાવતી, ને તેમાંથી લહે લાગી;
ભગવાન હતા તે સહેજમાં મળ્યા, એની સંસારની ભ્રમણા
ભાગીરે.— વહાલો. ૪

ભક્તની લોક નિંદા કરે, ને જગત થયું છે બહુ પાજી;
ભલ્યે મળ્યા મહેતાનરસિંહનો સ્વામી, માથે ગિરધર રહ્યા છે
ગાજીરે.— વહાલો ૫

---

## ॥ વઢવાડ થવાની ॥

### રાગ—ગરબી પદ

નહિં તારો તો મારા નાથરે, વઢવાડ થાવાની;
વઢતાં જીભલડી નહિ રહે હાથરે, માજા તૂટી જાવાની—
વઢવાડ ૧

## સાખી

હું છું નબળો નરહરિ, તમે સબળા છોજ સ્વામી;
પણ હું છું અવગુણી, તમે છો ગુણીજન. માટે
મુક્તિ દેવા ગરૂડગામી—વઢવાડ ૨

કદિ કહેશો કે તું છું હત્યારો, તો હત્યારોજ તમારો મામો;
ભાઈ માર્યો તોય તેને તાર્યો, હું શું કડવો પડયો કોઈ
સામોરે—વઢવાડ ૩

જાળ કર્મી કહોતો જગપતી, ગુણકાને શા સારૂં તારી;
એક પત્નીવ્રત તોડયું કહોતો, તમે શું પરણ્યા સોળ
સહસ્ત્ર નારીરે—વઢવાડ ૪

અનાચારી કહોતો, અનાચારી શવરી નારી;
તેનાં એંઠાં બોર ખાધાં, તમે શું સમજી
ગિરધારીરે— વઢવાડ ૫

ગુણ હીણાને ગંદો કહોતો, ગંદી કુબજા નારી;
તેનું પુજન તમે લીધું, શું સમજીને તમે
તારીરે— વઢવાડ ૬

દાસ થઈ અવીનાશજી, મનમાં હોય તે નાખો જ કહાડી;
પણ વલ્લભ વદે નહિ છોડું મારે હાથ આવ્યા
શ્રી હરિરે— વઢવાડ ૭

॥ हरि ॐ तत् सत् ॥

# આત્મ પ્રકાશ

## દિવ્યામૃત

### ॥ સદ્દગુરૂની સાન પકડલોને ભાઈ ॥

સદ્દગુરૂની સાન પકડલોને ભાઈ, સંતો કરી લોને સાચી કમાઈ.
ટેક૦

પૂરવનાં પૂણ્ય હશે જે જનનાં, તે માનશે વાત હમારી,
ભરમેલા મનમાં હશે જે ભમતાં, તેને સમજ ન આઈ—
સંતો૦

નાભી કમળથી હે સુરતાને સાધો, ત્રીકુટી આસન જમાઈ;
ગંગાને જુમનાં સરસ્વતી વહે છે સબતીરથ છે ત્યાંહી—
સંતો૦

ઉનમુન હોકર ધ્યાન લગાવો, આપા પણ વિસરાઈ;
સુરત સુરતકુ એક ઘર લાવો, નિર્ગુણ રાહ ચલાઈ—
સંતો૦

દીન ભગતની વાણી છે સાચી, જીવન મુક્ત હો જાઈ;
જે નર સમજ્યા તે પાર ઉતરીયા, સત્ય માનો મેરા ભાઈ—
સંતો૦

---

## ॥ કાંઈએ નથી, કાંઈએ નથી ॥

૫૬

કાંઈએ નથી, કાંઈએ નથી, જુઓ જગતમાં કાંઈએ નથી;
ઠાલારે આવ્યા ને ઠાલારે જાવું, શીદને મરો છો મથી મથી—
જુઓ૦

દેવ ગયા ને દાનવ ગયા, વળી મહાત્મા ગયા છે મથી મથી;
જોગી ગયા ને જંગમ ગયા, સંન્યાસી કથી કથી—
જુઓ૦

બ્રહ્મા ગયા ને વિષ્ણુ ગયા, શિવજીને કોઈએ જોયા નથી;
પીર ગયા ને પેગંબર ગયા કાજી મુલ્લાં કોઈ રહ્યા નથી—
જુઓ૦

જગત બધું ચાલ્યું જવાનું, ગયા પછી કોઇ આવ્યું નથી;
માતા ગયા ને પિતા ગયા ભાઈ, કુટુંબ કોઈનું રહ્યું નથી—
જુઓ૦

જુઠે જુઠો ખેલ ખલકનો, પાછું વળીને કોઈ જોતું નથી;
આંધળે આંધળા દોડયા રે જાય છે, મૂળની વાત કોઇ કે'તું નથી–
જુઓ૦

આનો બનાવનારો શોધી ના કાઢયો, બ્રહ્મા આદી ગયા કથી;
દીન ભગત કે' ગુરૂ કૃપાના, અનુભવ વિના આરો નથી–
જુઓ૦

---

## ॥ મીથ્યા દેહ ॥

પદ

અરે તમે વિચાર કરો શીદ મથો છો
મીથ્યા દેહ અભિમાનમાં– ટેક

આ એક પવન દોરી ચેતનમાં,
તે દેવ દાનવને માનવમાં;
તે બાંધી જીવ જંતુના તનમાં.– તમે૦

એ શ્વાસા દોરી નાભીમાં,
એનો ચમત્કાર છે રગ રગમાં
એ સમાય છે જઇ મહાપદમાં.– તમે૦

એ દોરીથી સૌનું જીવન છે,
દોરી તુટયે સૌનું મરણુ છે,
પછી સૌનો વાસો ધરણુ છે.– તમે૦

એ શ્વાસામાં ચેતન જાણો,
બીજી અનેક વાતો અનુમાનો,
માટે જન્મ મરણુ મીથ્યા જાણો.– તમે૦

ચેતન આધારે જડ દેહ જાણો,
માટે ચેતન સત્ય પરમાણો,
મહા જ્ઞાનીની સમજો સાનો.- તમે૦

માટે જગતને મીથ્યા જાણો,
વેદ શાસ્ત્રને તમે પરમાણો,
દીન ભગતે ચેતન સત્ય જાણ્યો.- તમે૦

---

## ॥ મનકા ખેલ હે અપરંપારા ॥

પદ

મનકા ખેલ હે અપરંપારા, સબકુ નાચ નચાવનારા. ટેક.

દેવ દાનવ ઓર રાજા રાણી, મન આગે સબ ભરતા પાની;
મન નાચે ઓર મનહી કુદે, મન રાજા ઓર મન દરવાની–મ૦

મનહી દેવ ઓર મનહી દાનવ, મનહી ઈંદ્ર ઓર મનહી માનવ;
મનહે જ્ઞાની મનહે ધ્યાની, મનહી વૈષ્ણવ પાળે આચારી—મ૦

મનહી વેદ ઓર મનહી વાણી, મન પંડિત ઓર મન પુરાણી;
મન હે જોગી મન હે ભોગી, મનહી જીતે મનહી હારી—મ૦

મનહે સુખીઆ મન હે દુઃખીઆ, મનહે કાયર મન હે શૂરા;
મનહી અધુરા મનહી પુરા, દીન ભગતજીને મનકુ મારા—મ૦

---

## ॥ મોકો રોકન વાલા કોન ॥

પદ

મોકો રોકનવાલા કોન, મગનસેં જાઉં ચલી,
સદ્‌ગુરુજીને પકડી બાંય—મગનસેં-
ઈંડા હતા તબ બોલતા, બચ્ચા બોલત નાહી,
ષટ દર્શન મેં સાચા પડીયા, ગોરખકુ ગમ નાહી—મગનસેં૦
આગે સેં તો આપ જનમીયા, પીછું બડા ભાઇ,
ધામધૂમસેં બાવા જનમીયા, પીછું જન્મી માઈ—મગનસેં૦
આગ સેં તો દૂધ જમાયા, પીછું દોઇ ગાય,
વાછરે ગાય કે પેટમેં, વાકો દૂધ હાટો હાટ વેચાઇ—મગનસેં૦
કીડી બાઇ ચાલ્યાં સાસરે, નવ મણુ કાજળ વાઈ,
હસ્તી લીયા હાથ મેં, ઊંટ ઝપટ લે જાઈ—મગનસેં૦
કહત કબીર ફકીર મસ્તાના, એહી પદ હે નિરવાઈ;
એ પદ તો કોઇ **વીરલા બુઝે**, હંસા ઉતર ગયા ભાઈ—મગનસેં૦

મોકુ=સૂરતા
ઈંડા=પેટમાં હતો ત્યારે,
નહોતો જન્મ્યો ત્યારે,
બચ્ચા=બોલવા શીખ્યો ત્યારે.
ખટદર્શન=શાસ્ત્ર મત.
આગેસે=જડ જન્મ્યું.
બડાભાઈ=મન, જીવ દશા.
ધામધૂમસેં બાવા=આત્મા.
માઈ=માતા, માયા.
દૂધ જમાયા=સત્સંગ
ગૌઆં=વસ્તુ સાથે વૃત્તિ,
સૂરતા લાગી.
વાછડું=જ્ઞાન, અંદર પેટમાં.
કીડીબાઈ=સૂરતા.
હસ્તી=અહંકાર.
ઉંટ=મન
સાસરે=જ્યાંથી આવી ત્યાં;
પરમાત્માને ત્યાં.
નવમણુકાજળ=નૌધા ભક્તિ.

## ॥ નટવર વર ગીરધારી ॥

પદ

નટવર વર ગીરધારી, ઘટો ઘટ નટવર વર ગીરધારી. ટેક.

એમાં શું જાણે સંસારી, ઘટો ઘટ નટવર વર ગીરધારી;
મારારે ઘટમાં નટવર ખેલે, મોજ કરે મોરારી.–ઘટોઘટ૦

પલ પલ પ્રભુ આવે ને જાવે, મોહન મંગળકારી;
નાભી કમળથી કરે ગરજના, ત્રિકુટીમાં તાળી.–ઘટોઘટ૦

મોહનજીએ વેણુ વગાડી, ઝબકીને હું જાગી;
જાગી તારે ભાગી ભરમણા, વૃત્તિ સ્વરૂપમાં લાગી.–ઘટોઘટ૦

શુન થઈ તારે સેજે મળીઆ, થઈ છે આનંદકારી;
દીન ભગત તો કાંઇ ન જાણે, સદ્‌ગુરૂની બલીહારી.–ઘટોઘટ૦

---

## ॥ તને સત રે ભક્તિ નવ સૂઝી ॥

પદ

અહ્યા તને સત રે ભક્તિ નવ સૂઝી,
ઓ દુનિયા ઢુંગને ઢુંગને વળુંધી.

જવ રે ઘઉંની ગોર્યો બનાવે ને, પૂજા ને પાતરી ચઢાવે;
દસ દહાડા પડદામાં રાખે ને, જઇ જળમાં ઝંપલાવે—
ઓ દુનિયા૦

માતાકું તો વળી નાળિએર માનેને, પત્થરની સાથે પટકાવે;
છાલ રે છોલ તો દેવીકું દેવે ને, ગોટા તો આપે ગટકાવે—
ઓ દુનિયા૦

ઠંઠણુ ઠંઠણુ ઘંટડી બજાવે ને, ઠાકોરજીકું ફોસલાવેઃ
શીરાપુરી તો પાછળ મેલે ને, લઇ ચરણામૃત આલે—
ઓ દુનિયા૦

કાદવ કચરાના નાગ બનાવે ને, પૂજા ને પાતરી ચડાવેઃ
જો સચ્ચા નાગ મીલે તો, લઈ લઠ્ઠા ધમકાવે—
ઓ દુનિયા૦

માતાકી પાસે બેટા માગે ને, અજીઆના શીશ કટાવે;
માતાકી પાસે જો બેટારે હોય તો, અજીયાના શીશ કયું કટાવે—
ઓ દુનિયા૦

---

## ॥ આવ્યા છો તમે ભજન કરવા ॥

૫૬

રાગ–ચોરાના ચીવટીયા ચીચાભાઇ

આવ્યા છો તમે ભજન કરવા, વાતો કરશો નહિ;
ભેગા મળીયા હરિ ગુણ ગાવા, ખોટું લગાડશો નહિ–
આવ્યા૦ ૧

ભક્તિ કેવી કેટલી જાતની, ભક્તનાં લક્ષણુ કઇ ?
કર્મ ને ધર્મનો મર્મ જુઓને, વિચારો મારા ભાઈ–
આવ્યા૦ ૨

આવ્યા છો તમે શું કરવાને ? કરવા શું માંડયું અહીં ?
રસ્તે જતાં કેમ ભૂલી જાઓ છો ? વિચારો મારા ભાઈ–
આવ્યા૦ ૩

હું કોણ? કેમ? અને શા માટે? કરવા શું માંડ્યું અહીં?
મુવા પછી શું ગતિ થશે તે, વિચારો મારા ભાઈ–
આ૦વ્યા૦ ૪

મનુષ્ય એટલે કોણ ને કેવો?, તેની શક્તિ છે કંઈ?
ઋષિ મુનિ ને સંત મહંતો, વિચારો મારા ભાઈ–
આ૦વ્યા૦ ૫

શ્રી રામ કૃષ્ણ, વ્યાસજી શુક, નરસી ને મીરાંબાઈ;
સામર્થ્ય કેટલું તમારા માંહી, વિચારો મારા ભાઇ–
આ૦વ્યા૦ ૬

તત્વ મસિ ૐ તત્સત્ સોહં, નથી જરાએ જુદાઇ;
કર જોડી બેઉ ઋણુછોડ કે'છે, વિચારો મારા ભાઇ–
આ૦વ્યા૦ ૭

---

## ॥ જુવાની ॥

### રાગ–બોલમા બોલમા

જવાની જવાની જવાની રે, નહિ રે'શે તમારી જવાની.
જોબન મદમાં અંધ બન્યો પણ, આખર ફાની થવાની રે–
નહિ૦ ૧

ધમ ધમ કરતો ધરતી ધ્રુજાવે, અંતે દગો દેવાની રે–
નહિ૦ ૨

ફક્કડ અક્કડ ફાંકડા ફરતા, છેવટ મારી થવાની રે–
નહિ૦ ૩

છાતી કાઢી અહંકારથી વદતો, અંતે કે’ડો નમવાની રે–
નહિ૦ ૪

જોબન રંગ પતંગ ત્રણ દિનનો, નથી કો કાળે રે’વાની રે–
નહિ૦ ૫

નારી સુંદર મુખ દર્પણ દેખે, છેવટ ડોશી થવાની રે–
નહિ૦ ૬

બાલ મિલન રોગી તુચ્છકારે, લાળ લીંટ ગળવાની રે–
નહિ૦ ૭

ડોસા ડોસીનો હિસાબ ન ગણતો, અંતે દશા તે થવાની રે–
નહિ૦ ૮

પાપ પ્રપંચ વેર ચોરી ને જારી, જોબનની શોચવાની રે–
નહિ૦ ૯

જવાની જાળવી લેને હો જીવડા, અંતે ફજેતી થવાની રે.
નહિ૦ ૧૦

ફળેલ વૃક્ષ જેમ નીચું નમે તેમ, સત્સંગે નમ્રતા થવાની રે.
નહિ૦ ૧૧

‘ઋણછોડ’ રાખ્ય ભગવાન ભરૂસો, અંતે કાયા કો’વાની રે.
નહિ૦ ૧૨

---

## ॥ રૂઢીનો ભવાડો ॥

ભવાડો ભવાડો ભવાડો રે, જુવો રૂઢી તણો તો ભવાડો—
ટેક. ૧

કરે ગાંડાઇ ને કહે હું ડાહ્યો, મુખે મેંશ હાથ ધોવાડો રે—
જુઓ૦ ૨

જીવતાં પાશેર દુધ નવ આપે, મૂવે મશાણુ ગાય દુધ દોવાડો રે—
જુઓ૦ ૩

જીવતાં પિતાને પાણી નવ પાયે, મૂવે હાડ ગંગામાં ડુબાવો રે—
જુઓ૦ ૪

ધીરજ શાન્તિની સ્હાય તજીને, પરાણે શાને રોવાડો રે—
જુઓ૦ ૫

રોવા કુટવાથી પાછું આવે તો, લાવી મજુર કુટાડો રે—
જુઓ૦ ૬

મૂવા કેડે તેલ ઘીનું ન થાએ, (કાણે) ઢેબર લાડુ જમાડો રે—
જુઓ૦ ૭

મંદવાડે મન માગ્યું ન આપે, (પછી) ઘીનો ભરાવે હવાડો રે—
જુઓ૦ ૮

બચ્ચાને અર્ધશેર દુધ નવ આપે, અવસરે હજારો ઉડાડે રે—
જુઓ૦ ૯

'ઋણછોડ' પેટે પાટા બાંધી, એક ટંક વાળુમાં ખુટાડો રે—
જુઓ૦ ૧૦

## ॥ વાંચ્યું સુણ્યું શા કામનું ? ॥

સૂણી કથા શ્રી રામની, વૃત્તિ ટળી ન હરામની;
જુઠાઇ પ્રિય, પર કામિનિ, સૂણી કથા શા કામની ?—૧

સૂણી પોથી યોગ વસિષ્ઠની, સૌમાં ન દ્રષ્ટિ ઇષ્ટની;
ઇચ્છા રહી ઉછિષ્ટની, પોથી સૂણી શા કામની ?—૨

ભારત ભણ્યા કૈંઇ ભાવથી, ખેલે દગાના દાવથી;
ચાલે ધરમપર પાવથી (પગ મુકી), ભારત ભણ્યા શા કામનું ?—૩

ગીતા તણા પાઠો કર્યા, આસુર ભાવો ના હર્યા;
નિષ્કામતાને ના વર્યા, પાઠો પઢયા શા કામના ?—૪

ગીતા સૂણી અવધૂતની, તૃષ્ણા ન ગઇ સ્ત્રી વિત્તની;
બ્રહ્મમય દશા નવ ચિત્તની, ગીતા સૂણી શા કામની ?—૫

અતિ ભાવથી ભાગવત ભણ્યા, ષટ શત્રુઓને ના હણ્યા;
શુદ્ધ પ્રેમ ભક્તિ ના ભણ્યા, વાંચ્યું સુણ્યું શા કામનું ?—૬

વાણી વિષે નિષ્ઠા ખરી, આચાર માંહે ના જરી:
શી રીતથી રીઝે હરિ, વાણી વદે શા કામની ?—૭

જાણી અમલમાં જે મૂકે, નીતિ ધર્મ સંયમ ના ચૂકે;
'ઋણછોડ' હરિ ચરણે ઝુકે, વાંચ્યું, સુણ્યું સૌ કામનું.—૮

---

## ॥ દિવાના દર્દીઓ જાણે ॥

### ગઝલ

દિવાનાની દિવાનીને, દિવાના દર્દીઓ જાણે;
જખમ અંતરના ઉંડાણે, ગુરૂ જાણે પ્રભુ જાણે-ટેક.

દરદ દમયંતીના દીલનું, શું જાણે પારધી પેલો?
વિરહની વેદના વિરલાં, ઘવાયેલાં હૃદય જાણે-
દિવાનાની૦ ૨

સિતાજીના વિલાપોને, શું જાણે લોક આસુરી?
વિરહની સાલતી છુરી, હૃદયથી રામજી જાણે-
દિવાનાની૦ ૩

જખમ નરસિંહ મહેતાનો, શું જાણે નાગરી લોકો?
પિછાણે કંઈક બોડાણો, ખરે! ખુદ કૃષ્ણજી જાણે-
દિવાનાની૦ ૪

વિરહ ને પ્રેમ રાધાનો, શું જાણે શુષ્ક વેદાંતી?
પિછાને બાઈ મીરાં તોરલ, ખરેખર! કૃષ્ણજી જાણે-
દિવાનાની૦ ૫

જગીર ઋણછોડ શું જાણે? ગુંથાણાં મોહને તાણે?
બનેલાં પ્રેમ મદઘેલાં, પિછાણે! શ્રી હરિ જાણે-
દિવાનાની૦ ૬

## ॥ વીતેલું હોય તે જાણે ? ॥

### ગઝલ

પ્રસુતીની પીડાને શું ? કુંવારી વાંઝણી જાણે ?
અજાણ્યું ઉર ના જાણે, વીતેલું હોય તે જાણે. ટેક-૧

સ્વધર્મે સંકટો શિર પર, શું જાણે ધર્મ હીણાઓ ?
પિછાને શિબિ, હરિશ્ચંદ્ર, પિતામહ રામજી જાણે-પ્રસુતી૦ ૨

વિવિધ વનનાં દુઃખોને હા ! શું સમજે શે'રના લોકો ?
પિછાને રામ ને પાંડવ, બિચારાં ભીલડાં જાણે-પ્રસુતી૦ ૩

પ્રલોભન યોગ સિદ્ધિમાં, કહો સંસાર શું જાણે ?
મલીન ચંચળપણું ચિત્તનું, ભલા ! એ જોગીડા જાણે-પ્રસુતી૦ ૪

વિપત વ્યવહારની વસમી, શું જાણે સાધુઓ વનના.
પ્રપંચો પેટના કાજે, કરંતા ભોગીઓ જાણે-પ્રસુતા૦ ૫

મલીન માયામયી હૃદયો, શું જાણે પ્રેમ ભક્તિને ?
હૃદય ઋણછોડ કે' વીરલા, પિછાને ભક્તિ જુક્તિને-પ્રસુતી૦ ૬

---

## ॥ તરણા ઓથે ડુંગર ॥

### રાગ-કાફી

તરણા ઓથે ડુંગર રે, ડુંગર કોઇ દેખે નહિ;
અજા જુથ માંહે રે, સમરથ ગાજે સહિ—તરણા૦ ૧

સિંહ અજામાં કરે ગર્જના,
કસ્તુરી મૃગ રાજંન;
તલના ઓથે જેમ તેલ રહ્યું છે,
કાષ્ટમાં હુતાસંન.
દધી ઓથે ધૃતજ રે, વસ્તુ એમ છુપી રહી—તરણા૦ ૨

કોને કહું ને કોણુ સાંભળશે,
અગમ ખેલ અપાર.
અગમ કેરી ગમ નહિ રે,
વાણી ન પહોંચે વિસ્તાર.
એક દેશ એવો રે, બુદ્ધિ થાકી રહે તહિ—તરણા૦ ૩

મન પવનની ગતિ ન પહોંચે,
છે અવિનાશી અખંડ;
રહ્યો સચરાચર ભર્યો બ્રહ્મ પુરણ,
જેણે રચ્યાં બ્રહ્માંડ.
ઠામ નહિ કો ઠાલો રે, એક આણું માત્ર કહિં—તરણા૦ ૪

સદ્‌ગુરૂજીએ કૃપા કરી,
ત્યારે આપે થયા પ્રકાશ;
શાં શાં દોડી સાધન સાધુ,
પોતે પોતાની પાસ.
દાસ ધીરો કહે છે રે, જ્યાં જોઉં ત્યાં તુંહિ તુંહિ—તરણા૦ ૫

---

## ॥ સુખી થવાનો રસ્તો ॥

### રાગ કાફી

જળમાં અહ્યા જોજે રે, શું શું તણાઇ આવે;
પત્થર લાવે તાણી રે, કાઠ નવ કુડો કહાવે—જળમાં૦ ૧
વહાણુમાં બેસીને આવે જાવે,
લોક તો અપરંપાર;
બૂડી જાય તો જાય જહાન્નમાં,
જળ ને સ્નાન સુતક શું ? સાર.
નથી એને કંઈએરે, આવો જાવો જો ફાવે—જળમાં૦ ૨
જાણો તેમ પંચ ભૂતનું પુતળું,
આવ્યું આત્મા સાથ;
બૂડે કે તરે એને શું લાગે,
અળગો બિરાજે મારો નાથ.
બાથે ન ઝાલે રે, દેહ મૂકી જો ફાવે—જળમાં૦ ૩
એને દુઃખ નહિ ને સુખ નહિ,
અવિચળ આપે એક;
અખંડિત મારો વ્હાલો બિરાજે,
ખરી રાખી જેણે ટેક.
વિવેક વિચારો રે, તજી ગોપી જે ભાવે—જળમાં૦ ૪
એવી જુદાઇ છે આત્માની સંગે,
સમજે તો થાય સગાઈ;
મિથ્યા છે ખરૂ, એહ ભાઈ પણ,
જાણી બેસો તમે નાહિ.
સુખ તેથી થાશે રે, આપુ ભળશે બ્રહ્મ ભાવે—જળમાં૦ ૫

## ॥ રામનું રખવાળું ॥

### રાગ - કાફી

જેને રામ રાખે રે, તેને કોણ મારી શકે;
અવર નહિ દેખું રે, બીજો કોઈ પ્રભુ પખે— જેને૦ ૧
ચાહે અમીરને ભીખ મંગાવે,
રંકને કરે રે રાય.
સ્થળ ને સ્થાનકે જળ ચલાવે,
જળ સ્થાનક સ્થળ થાય.
તરણાનો તો મેરૂ રે, મેરૂનું તરણું કરી દાખવે— જેને૦ ૨
નિંભાડામાંથી બળતાં બચાવ્યાં,
મંજારીનાં બાળ.
ટિંટોડીનાં ઈંડાં ઉગાર્યાં,
એવા છો રાજન રખવાળ.
અંત વેળા આવો રે, પ્રભુ તમે તેની પખે— જેને૦ ૩
બાણ તાણીને ઉભો પારધી,
સીંચાણો કરે રે તકાવ;
પારધીને પગે સર્પ ડસ્યો,
સીંચાણા શિર નહિ ઘાવ.
બાજ પડયો હેઠો રે, પંખી ઉડી ગયાં સુખે— જેને૦ ૪
ગજ કાતરણી લઈને બેઠા,
હરજી દીન દયાળ.
વધે ઘટે તેને કરે બરાબર,
સૌની લે સંભાળ.
ઘણું તો ધીરાનો રે, હરિ મારો હિંડે હકે— જેને૦ ૫

---

## ॥ અનામી નામ ॥

### રાગ કાફી

નામ જેણે જાણ્યું રે, તે તો વેદ ચારે ભણ્યો;
ભેદ જેણે જાણ્યો રે, તે તો ખરો તરત બન્યો—નામ૦ ૧
બત્રીસ આભુષણ અંગે ધરી નારી,
નાક વિના શો શણગાર;
કવિએ જો આપ ના જાણ્યું,
તે કેમ કરી ઉતરે પાર.
સાર ક્યાંથી મળશે રે, ભણ્યો ખરો પણ ગણ્યો નહિ—નામ૦ ૨
વાંઝણી નારીને સ્વપ્નું આવ્યું છે,
પુત્ર નથી રે એની રે પાસ,
એમ દેખા દેખી ભજન કરે છે,
તેની કેમ કરી પુરી થશે આશ.
કોને બાપ કહેશે રે, વેશ્યાએ જે પુત્ર જણ્યો—નામ૦ ૩
નામ ગુણ ને રૂપનો નાશ વળી,
ચોથું પદ શ્રીઅવિનાશ;
એ ચોથા પદનો જે ભેદ જાણે,
તેને કહિએ હરિ તણો દાસ.
નાશ કરી કર્મનો રે, સંશય એક પળમાં હણે—નામ૦ ૪
ગરીબી રાખી તમે ગુરૂજીને ચાહો,
ને કરો શબ્દનો તોલ;
આપ થકી જો અદકો મળે તો,
ધારણ કરજો બોલ.
ગુરૂની સંગે બાપુ રે, અનામી નામ પોતે બન્યો—નામ૦ ૫

## ॥ આત્મારામ અવિનાશી ॥

### રાગ-કાફી

જ્ઞાનીઓ બતાવું રે, બંધ મુક્તિ આત્મા કેવો;
આંખ મીંચી ઉઘાડો રે, દૃઢતા ધારો તો સેવો-જ્ઞાનીઓ૦ ૧

સૂક્ષ્મ બુદ્ધિ હોય તો સમજાશે,
નહિ તો કરશો માથાકૂટ;
સહેલું સટ તો અમો બતાવું,
પીઓ અમૃતનો છે ઘુંટ.

ખૂંટ મારી ખોલું રે, કહું બ્રહ્મ જેવો તેવો-જ્ઞાનીઓ૦ ૨

ચૈતન્યમાં દૃશ્ય કલ્પવું,
જાણો બંધ તણું એ મૂળ;
ચૈતન્યમાંથી કલ્પના છૂટવી,
મુક્તિ જાણો સમૂળ.

દૃશ્ય વગરનું ચૈતન્ય રે, આત્મારામ રૂપમેવો-જ્ઞાનીઓ૦ ૩

ત્રણ લીટીમાં ત્રિભુવન સમાયું,
બ્રહ્મ વિદ્યાનો ભોર;
આહા, ઓહો કરી અકળો,
એવો નથી એ શોર.

ખરી છે એ વિદ્યા રે, ચિત્તમાં રૂડી ચેવો-જ્ઞાનીઓ૦ ૪

મહાશ્રમ વડે અમે સમજ્યા,
તે દેખાડ્યું પળમાંય;
ના સમજાય તો પૂછો આવીને,
આંતરો નથી કંઇ અહીં.

ચોકખુ ચટ કહેવું રે, બાપુ બ્રહ્મ એક દેવો- જ્ઞાનીઓ૦ ૫

---

## ॥ અક્ષર બ્રહ્મ ॥

### રાગ કાફી

પાણીનો ખેલ બનાવ્યો રે, એની તો કહીએ અક્કલ ઘણી;
સહુથી રમનારો ન્યારો રે, શોભા તો એના નામ તણી—
પાણીનો૦ ૧

ખરૂં એ પાણી ને ખોટું એ પાણી,
પાણી અફીણ ને ખાંડ;
એ પાણીથી થયાં નર નારી,
ને એ પાણીથી બ્રહ્માંડ.

પાણીનું બન્યું મોતી રે, પાણીની બની હીરાકણી—
પાણીનો૦ ૨

પાણીની અમૂલ્ય કાયા બનાવી,
હાડ, ચામ, લોહી, માંસ;
પાણીનાં પશુ પંખી બનાવ્યાં,
પહાડ પત્થર ને ઘાસ.

પાણીના હાથી ઘોડા રે, પાણીની સાલ પામરી બની—
પાણીનો૦ ૩

સર્વે ધાતુ તો પાણીની બની છે,
પાણીથી પચરંગ;
સહુથી ન્યારો મારો સાંઇ બીરાજે,
તેને દેખીને થયો હું દંગ.

સંગ કીધો તેનો રે, સત્તા તો આત્માની ઘણી—
પાણીનો૦ ૪

અક્ષરાતીતે અક્ષર બ્રહ્મ નીપજાવ્યા,
ને અક્ષરથી નર નાર;

ૐકારથી ત્રણ ગુણ નીપજાવ્યા,
એ અઠ્ઠાવીસ નિરધાર.
ઓગણત્રીસમાં વિષ્ણુ રે, ત્રીસમાં બાપુ ગાય ભણી—
પાણીનો૦ ૫

---

## ॥ દેશની વાત ॥

### કાફી

આવો મારા દેશીરે, દેશ તણી વાત કહું;
સમજો શાણા સંતોરે, વેદ તણો ભેદ કહું-આવો૦ ૧

પાંચ પુરૂષને પચીસ પ્રકૃતિ,
ખટ, બે ત્રણ ને ચાર;
પરા પશ્યંતી. મધ્યમા, વૈખરી,
ચાર વાણીથી પાર
બાવન બ્હારા બોલેરે, ભેદ પુરો કેમ લહુ-આવો૦ ૨

ત્રિકુટી મ્હેલે ત્રણ સોહાગણુ,
ઈડા, પિંગલા નાર;
સુખુમણાથી સ્નેહ કરો તો,
બેડલો તમારો પાર.
મહાપદમાં જઈ મહાલેરે, મરજીવા આનંદ માણે બહુ-આવો૦ ૩

ચૌદ લોકના શિખર ઉપર,
સાહેબનો દરબાર;

નીચે ગડ ગડ સિંધુ ગાજે,
અનહદ ધુન અપાર.
શંખ ભૂંગળ, ભેરીરે, વીણા ઘંટ વાગે બહુ—આવો૦ ૪
ઝળ ઝળ ઝળ ઝળ જ્યોતિ ઝળકે,
તેજ તણો નહિ પાર;
દેવ તેત્રીસ હાજર રહેતા,
સેવા કાજે તૈયાર.
'ઋણછોડ' જીભેરે, સાકર દૂધ શો સ્વાદ કહું—આવો૦ ૫

---

## ॥ મનવાને શિખામણ ॥

### રાગ—કાફી

જાગી જોને મનવારે, શીર પર તારો કાળ ફરે;
અજ્ઞાની ઉંઘ શું ઉંઘેરે, તેતર પર જયમ બાજ ફરે—જાગી૦ ૧
મોટા મોટા મ્હેલ બનાવ્યા,
ને રચ્યા વિધ વિધ રંગ;
લાડી વાડી ને વળી ગાડી,
કોઈ ન આવે તમારી સંગ.
સર્વે અળગાં રહેશેરે, સ્મશાને તારી ભસ્મ કરે—જાગી૦ ૨
કનક, કાન્તા ને કીર્તિમાં,
ઘેલો ફરે અહર્નિશ;
અહંતા મમતાને જઈ વળગ્યો,
જપ્યા નહિ જાુગદીશ.
એક જ ઘડી તું તો રે, સ્થિર ન બેઠો ક્ષણે—જાગી૦ ૩

કાળ તણા મુખથી બચવાને,
સદ્દગુરૂ શરણુ લીજે;
ત્રીવિધી તાપથી મુક્તિ થાવા,
ૐકાર પ્રણવ કીજે.
જઈને 'રણછોડ' ચરણે રે, ઠરીશ શાન્તિથી તું હેતે-જાગી૦ ૪

---

## ॥ અખિલ બ્રહ્માંડમાં ॥

### રાગ-પ્રભાતીયું

અખીલ બ્રહ્માંડમાં એક તું શ્રી હરિ,
જુજવે રૂપ અનંત ભાસે;
દેહમાં દેવ તું તેજમાં તત્વ તું,
શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે-અખીલ૦ ૧

પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા,
વૃક્ષ થઈ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી અનેક રસ લેવાને,
શિવ થકી જીવ થયો એજ આશે-અખીલ૦ ૨

વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું,
જોઉ પટંતરે એજ પાસે;
ભણે નરસૈયો એ મન તણી શોધના
પ્રિત કરૂં પ્રેમથી પ્રગટ થાશે-અખીલ૦ ૩

---

## ॥ જાગીને જોઉં તો ॥

જાગીને જોઉં તો જગત દીસે નહિ,
ઉંઘમાં અટપટા ભોગ ભાસે,
ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે,
બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે–જાગીને૦ ૧

પંચ મહાભૂત, પરિબ્રહ્મ વિષે ઉપજ્યાં,
અણું અણું માંહિ રહ્યાં રે વળગી;
ફૂલ ને ફળ તે વૃક્ષનાં જાણવાં,
થડ થકી ડાળ તે નહિરે અળગી–જાગીને૦ ૨

વેદ તો એમ વદે શ્રુતિ, સ્મૃતિ શાખ દે,
કનક કુંડલ વિષે ભેદ ન્હોયે;
ઘાટ ઘડયા પછી નામ રૂપ જુજવાં,
અંતે તો હેમનું હેમ હોયે–જાગીને૦ ૩

જીવને શીવતો આપ ઇચ્છાએ થયા,
રચી પ્રપંચ ચૌદ લોક કીધા;
ભણે નરસૈયો એજતું તેજતું,
એને સમર્યાથી કંઈ સંત સિધ્યા–જાગીને૦ ૪

---

## ॥ જ્ઞાન દાન શિરોમણી ॥

કરીને યજ્ઞ અનેક, વ્રત વિધિ બહુ પાળે;
વળી આપે ગૌદાન, હાડ હિમાળે ગાળે.
**ગીત વેદનાં ગાય,** તીર્થ પણ બહુ ફરી આવે;
દધિ, દૂધ, ઘૃત, ખાંડ, વિપ્ર પોષે મન ભાવે.

એવાં સુકૃત કીધાં ઘણાં, શું આપું જીભે ગણી;
કહે નરભેરામ એ સર્વથી, જ્ઞાન દાન શિરોમણી.

સાખી

સમાજ સે એજ છે, સાચી પ્રભુની સેવ;
સહુમાં એજ રમી રહ્યો, વિશ્વંભર સુખદેવ.
જપ, તપ, તીરથ આદરે, એકાદશીનાં વર્ત;
સમજ્યા વિણુ સહુ ભારસમ, જ્ઞાન વિનાનાં વ્યર્થ.
આવી પડતાં દુઃખનાં, શોધી કાઢો મૂળ;
સમજી તે દુઃખ ટાળતાં, તે જન પામે સુખ.
જનુની જણુતો ત્રણુ જણુ, ભક્ત, દાતા કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.
પરધન પત્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
ઇતિના કીજે પ્રભુ ના મીલે, તુલસીદાસ. જમાન.

---

## ॥ સાચુ ભજન ॥

ભજન આજ, ગાવો એવાં મારા ભાઈ,
મરેલાં મડદાં બેઠાં જાય થઈ.— ભજન૦ ૧

અંધારી રાતે ઉગે સૂરજને,
દરીઆમાં મારગ થાય;
પેઠેલાં મનમાં માંદા વિચારનાં,
ભૂતડાં ભાગી જાય.— ભજન૦ ૨

ઠંડી નરમ કાય, ઢીલી મટી જાય,
ટહુકાર જીવડો થાય;
આતમની જ્યોત હા ઝબકે ભભકતી,
કોઠામાં દીવડો થાય;— ભજન૦ ૩

કાયાને મનનાં ઢીલા અંતરનાં,
બંધન સૌ જાયે કપાઈ;
અંતરથી ઉછળે ચેતનનાં પૂર સૌ,
નામરદી જાયે તણાઈ.— ભજન૦ ૪

નારે શરણુ પડે કોઈનાં શોધવાં
ન વાણી ગરીબડી વદાય;
આતમ વિશ્વાસે એકલડો જીવડો,
વગડાને વિંધતો જાય.— ભજન૦ ૫

કોયો ભગત રહે, એવા ભજન ગાવ;
રગ રગ જીવતી થાય.
બુઢ્ઢા બાળક થઈ કમર કસેને,
જીવનમાં યુદ્ધો ખેલાય.— ભજન૦ ૬

---

## ॥ અનુભવીયાંને પૂછુ આજ ॥

### ઢાળ–પડવાની પુરાણુ પ્રીત

અનુભવીયાંને પૂછુ આજ, ઉત્તર આપોને;
દીલડામાં ઉઠતા અનેક, સંશય કાપોને.
મેઘ વરસે મીઠપ ધાર, વેલડી વૃક્ષ ખીલે;
વન વગડે ઉગ્યો એક, જવાસો કેમ વીલે ?

નદીએ ઉભરાતાં નીર, મધુરાં મીઠાં વહે,
કેમ જળનો સંઘરનાર, સમુદર ખારો રહે?
ગડમથલે ઉગ્યો દીન, અજવાળાં આપે;
અંધારી કાજળી રાત, ચિત્ત શાન્તિ થાએ?
મુઠી મળતું નહિ ધાન, ભૂખને દુઃખ સહે;
નિશદિન થાએ હેરાન, જન નવ મોત ચહે?

---

## ॥ હરિનો મારગ ॥

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને
પ્રથમ પહેલું મસ્તક મૂકી, વળતી લેવું નામ જોને-૧

સુત, વિત, દારા, શીશ સમર્પે, તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને-૨

તીરે ઉભા જુએ તમાસા, તે કોડી નવ પામે જોને;
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને-૩

મહા પદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને;
પ્રીતમના સ્વામીની લીલા, નિરખે રજની દીન જોને-૪

---

## ॥ ઐશ્વર્યમાળા ॥

૧ શરીરશુદ્ધિ, અને મનશુદ્ધિ, એ બંને આત્મોન્નતિનાં પહેલાં પગથીયાં છે. અનિતિ માટે દંડ, કેદ, કે ફાંસી. તેવી રીતે શારીરિક ગુન્હા માટે દરદ, પથારી કે મૃત્યુ છે.

૨ જ્ઞાન છે, વિચાર નથી. ધન છે, દાન નથી. બળ છે, સાહસ નથી. આત્મા છે, ઈંદ્રિય સંયમ નથી. તે સર્વ ન હોવા બરાબર છે.

૩ અનિત્ય અને અપવિત્ર દેહના બદલામાં જેને નિત્ય નિર્મળ યશ પ્રાપ્ત થાય, તેના જેવો ભાગ્યશાળી કોઈ નથી.

૪ બ્રહ્મજ્ઞાનીને સ્વર્ગ, વીરને જીવન, જીતેન્દ્રિયને લલના ને નિસ્પૃહને જગત તરણાવત્ છે.

૫ ગમે તે રીતે આખા દિવસમાં એક વાર શાન્ત ચિત્ત રાખી, હસાય તેટલું હસો. અને આખો દિવસ હસમુખા રહેવાની ટેવ પાડો. તેથી લાભ થશે.

૬ તમારૂં કરેલું કામ બગડે, તેથી નિરાશ થશો નહિ; કારણ કે ઉત્પન્ન થવું, અને નાશ પામવું, એ સૃષ્ટિનો નિયમ છે. પણ તેથી કંટાળ્યા વિના હિંમતથી ફરી કરવું જ જોઇએ. “હિંમતે મર્દા, મદદે ખુદા.”

૭ પદમણી વ્યંઢળને વરી હોય, તો સંતાન થાય નહિ, તેવી રીતે જ્ઞાન વિનાનો શ્રમ નકામો જાય છે.

૮ વિનયથી સન્માનને પાત્ર થવાય છે, જ્યારે અભિમાનથી નિંદાને પાત્ર થવાય છે. જેમકે:—ઘડો પાણીમાં નમે તોજ ભરાય છે.

૯ આપ વખાણ કરવાં નહિ, કારણ કે સુરજ ઉગે છે ત્યારે પ્રકાશ ગુપ્ત રહેતો જ નથી.

૨૭ વાસના રૂપી નદીના પ્રવાહને સંસારથી પરાવૃત કરી, આત્મા તરફ વાળવો. અને મલીન વાસનાઓનો ત્યાગ કરી, શુદ્ધ વાસનાઓને ગ્રહણુ કરવી.

૨૮ સાધુ સમાગમ અને જ્ઞાન ભક્તિનાં પુસ્તકો આ સંસાર સમુદ્ર તરવાની નૌકા છે. માયા મોટી નર્તકી છે. વિષય વાસનામાં ચિત્ત ન જાય, તે માટે પરમાત્મા પરાયણુ રહેવું, અને પ્રાર્થના કરવી.

૨૯ અનેક દેહ ધારણુ કરી, વિષય વિલાસો ભોગવવા છતાં પણુ હજુ સુધી તૃપ્તિ ના મળી તો આ એક દેહથી મોજશોખ ભોગવવાથી તું કદી પણુ તૃપ્ત થશે ખરો? તો હે મન! માયાની મિથ્યા આશક્તિ તજી દે. અને શાન્ત થા.

૩૦ હે માનવ? તું કાળ રૂપ સર્પના મુખમાં હોવા છતાં પણુ કુકર્મ રૂપ જંતુઓ અને માયા રૂપ મક્ષિકાને ગ્રહણુ કરવા. મિથ્યા શા માટે વળખાં મારે છે. બાપુ! સમજને ભ્રમણા છોડ.

૩૧ ગમે તેટલાં પુસ્તક વાંચવા છતાં પણુ આત્મદર્શન થતું નથી. કિન્તુ સદ્‌ગુરૂની કૃપાથી કરેલી પ્રક્રિયાદ્વારા વસ્તુ પ્રાપ્ત થાય છે.

૩૨ શબ બળતી વખતે જોનાર માણુસોના વૈરાગ્યમય વિચાર સદાને માટે કાયમ રહેતો માયામાંથી કોણુ મૂક્ત ન થાય.

૩૩ અભ્રના આવરણુથી સૂર્યનો પૂર્ણ પ્રકાશ જગત પર પડતો નથી. તેમ હે જીવાત્મન; માયાના આવરણુ અજ્ઞાના વરણે વીંટાએલા હોવાથી સ્વસ્વરૂપને ભૂલી ગયો છે.

૩૪ હરનિશ વિચાર સામે દ્રષ્ટિ રાખ. અશુભ વિચારો પ્રત્યે મન પર જ ક્રોધ કરી. તેને દબાવી શ્રેષ્ઠ વિચારોને જ વિકસાવ.

૩૫ સાક્ષીવત વસનાર અને સાક્ષીવત વિચારનારને જગતમાં બંધન નથી. ધન, ધાન, ધરા, દારા અને પુત્રાદિ કુટુંબ પરમાત્માએ તને સુકવા આપેલી થાપણ છે. જીવ તું તેનો ગુમાસ્તો હોઇ મહેતા તરીકેની પૂર્ણ ફરજ અદા કરશે તો તને લાભ હાનીથી, હર્ષ શોકની અસર થશે નહિ.

૩૬ માનવ મન મિથ્યા ફાંફાં ન માર, અંતરમાં શોધ, તને અંદરથી અખુટ ભંડાર મળશે.

૩૭ સમજથી વસનારને વસ્તી તથા જંગલ પણ સુખદાયી છે. જ્યારે અણુસમજુને જંગલ તથા વસ્તી પણ દુ:ખદાયી જ છે.

૩૮ વ્યવ્હારિક માણુસ મનથી "હું ડાહ્યો છું" એમ માને છે, પણ વાસ્તવિક રીતે માયા જાળમાં વધારે વધારે ફસાતો હોઇ આત્માની અવનતિ વહોરી સ્વહસ્તેજ પોતાના માટે નર્કના દરવાજા ખુલ્લા કરે છે.

૩૯ સર્વ અનર્થનું મૂળ કનક, કાન્તા, અને કીર્તિની આશકિત જ છે. સ્વાનુભવ કરવા ઇચ્છે તો એકાન્ત સેવન કરી અસંગ બની આત્મ સંગી થા.

૪૦ ગદ્ગદિત હ્રદયે કરેલી પ્રાર્થના પરમાત્મા જરૂર સ્વીકારે છે. માટે બને તેટલો વખત બની શકે તેટલું શ્રીહરિ સ્મરણ કરવું.

ૐ શાન્તિ, શાન્તિ, શાન્તિ.

---

## ॥ સ્વર્ગસ્થ સ્નેહિઓને ॥

દીઠી તમારી ઠાઠડી, હા? હા? હતી એ હાટડી;
રહેવા ન દીધી પાઘડી, એમાં કશો અંદશ શો?—દીઠી૦ ૧
કયાં ચાલી ગયા તમે.
જોઈ! રહ્યા છીએ તમે.
આ તે શું, અમને ગમે, એમાં અમારો વાંક શો?—દીઠી૦ ૨
કયાં? જાઓ છો આજે તમે,
આવીશું પાછળ અમે,
તમ વીણુ શું અમને ગમે, કહો તમે કયાં જાઓ છો?—દીઠી૦ ૩
ખુલ્લી ન કરી, તમે વાતડી
અળગી પડી, તમ ઠાઠડી;
તૂટે અમારી છાતડી, તેમાં તમારો વાંક શો?—દીઠી૦ ૪
રોતો રહ્યા દીન રાતડી,
પડતું ન ચેન પાઘડી;
ઝૂરી મરે છે જાતડી, તેમાં તમારો વાંક શો?—દીઠી૦ ૫
આ દેહથી મહાલ્યા તમે,
મન ફાવતું ફાલ્યા તમે;
વણુસી જતાં ચાલ્યા હવે, મારે તમારે મેળ શો?—દીઠી૦ ૬
ધન ધાન ધરા ભેગી કરી,
કિર્તિ તમોને બહુ વરી;
તોયે ન બેઠા તમે ઠરી, મારે તમારે મેળ શો?—દીઠી૦ ૭
શોધી વળ્યો બહુ રીતમાં,
આવી મળ્યા ના વીતમાં;
પૂળો મુકાયો પ્રીતમાં, મારે તમારે મેળ શો?—દીઠી૦ ૮
ગયા છો જે રીતે તમે,
આવશું તે રીતે અમે;
આડા અવળા ના ભમો, એ થઈ શકે તો મેળ છે—દીઠી૦ ૯

જે રામ દશરથ ઘર ડોલે,
તે રામ ઘટ ઘટમાં બોલે;
કોઈ ન આવે ઈસિકુ તોલે, એ સમજી શક્યાથી મેળ છે—દીઠી૦ ૧૦
પ્રભુ નામ પરથી મ્હાલતો,
અનાશક્તિ યોગે ચાલતો;
રહેતો મગન નિહાળતો, એ થઈ શક્યાથી મેળ છે—દીઠી૦ ૧૧

---

## ॥ બ્રહ્માના બાળ અમે ॥

(બાળા સજારે અમે બાળા રાજા. એ રાગ) (હીંચ)

બ્રહ્માના બાળ અમે, બ્રહ્માના બાળ;
વાંકો ના કરે કોઈ, અમારો વાળ —ટેક૦ ૧
લંબે લંબે શ્વાસે, અમૃત ભર્યાં;
ફુલડાંસી ફોરમને, કસ્તુરી સુવાસ—બ્રહ્મા૦ ૨
પ્રણવ મંત્ર હરિ, ૐ ઉચ્ચારે;
ભાલ ચંદ્રનો, પરમ પ્રકાશ—બ્રહ્મા૦ ૩
અહં બ્રહ્માસ્મિ—મના, અજબ ઓજસે;
હસ્તુ બુલબુલ ને, ગુલાબી ગાલ—બ્રહ્મા૦ ૪
બ્ર હ્મ ચ ર્ય ના, અધિક સેવને;
દિવ્ય જ્યોત જલે, એ નયનોમાં વ્હાલ—બ્રહ્મા૦ ૫
અતિ જ્યોમ ભર્યું, હૈયે હરખ ન માય;
લટકાળા લાલનો એ, લાડીલો લાલ—બ્રહ્મા૦ ૬
અનાશક્તિ યોગને, જ્ઞાન વિજ્ઞાને;
બ્રહ્માનો બાળ ઝૂલે, અમૃત રસાળ—બ્રહ્મા૦ ૭
બ્રહ્માર્પણ મસ્તુના, દિવ્ય જ જ્ઞાને;
મગ્નાનંદ મ્હાલે, નારાયણ બાળ—બ્રહ્મા૦ ૮

---

## ॥ તારાં સ્વજન તને ॥

જયંત

તારાં સ્વજન તને જાય મુકી તો........
તેથી કાંઈ ચિંતા કરે ચાલશે ના........
તારી આશાલતા પડશે તૂટી (૨)
ફુલ ફળે એ ફાલશે ના....તેથી–૧

માર્ગે તીમીર ઘોર ઘેરાશે........
એટલે શું તું અટકી જાશે........
વારંવારે ચેતવો દીવો (૨)........
ખેર, જો દીવો ચેતશે ના....................તેથી–૨

સુણી તારા મુખની વાણી........
વીંટળાશે વનવનનાં પ્રાણી........
તોય પોતાના ઘરમાં તારે (૨)
પાણનાં હૈયાં ગળશે ના...તેથી–૩

બારણા સામે બંધ મળે......
એટલે શું તું પાછો વળે......
વારંવારે ઠેલવાં પડે (૨)......
ખેર, ભલે એ ખુટશે ના....................તેથી–૪

॥ हरि ॐ तत् सत् ॥

# જ્ઞાનપ્રકાશ

## જ્ઞાનામૃત

### ॥ શિખામણ સાર સંગ્રહ ॥

સુખ સમે છકી ન જવું, દુ:ખમાં ન હિંમત હારવી,
સુખ દુ:ખ સદા ટકતાં નથી, એ નિતિ ઉર ઉતારવી—૧

લિખના પઢના ચાતુરી, એ સબ વાતો સ્હેલ;
કામ દહન મન વશ કરન, ગગન ચઢન મુશ્કેલ—૨

પાન સડે ઘોડા હઠે, વિદ્યા વિસર જાય;
અંગારે રોટી જલે, એ વિના ફેરવે થાય—૩

તરવુ તાંતરવું ને તસ્કરવું, નાડી ને વળી ન્યાય;
રાગ પાઘ ને પારખું, એ આઠે આપ કળાય—૪

શેરી મિત્ર સૌ ગણો, તાલી મિત્ર અનેક;
ભીડ પડે ત્યારે કોઇ નહિ, સૌમાં મળે એક—૫

કાલ કરંતાં આજ કર, આજ કરંતાં અબ;
પાછળથી પસ્તાય ક્યા, ફીર કરેગા કબ.—૬

કરતા હોય સો કિજીએ, અવળી ન કરિયે મત;
માથું રહે સેવાળમાં, ઉંચા રહે જ પગ—૭

સાત વેંતના સર્વ જન, કિંમત અક્કલ તૂલ્ય;
સરખા કાગળ હુંડીના, પણ અંક પ્રમાણે મૂલ્ય—૮

નામ રહંતા ઠાકરા, નાણાં નવ રહંત.
કિર્તી તણાં જો કોટડાં, પાડયાં નવ પડંત—૯

પાડોશણને આટો આપો, ઘરનાં ચાટે ઘંટી.
છોકરડાં તો છાશ પિએને, બાવો માગે બંટી—૧૦

સ્વાર્થિયા એ સઘળા એવા, જીવ તણી નહિ જાણે;
પર્વત જેવી પરની પીડા, અંતરમાં નવ આણે—૧૧

સંપે સંપતિ સાંપડે, સંપ થકી સુખ સાર;
જેના ઘરમાં સંપ નહિ, તે નરને ધિક્કાર—૧૨

ચિંતાથી ચતુરાઇ ઘટે, રંગ, રૂપ, જર જાય;
ચિંતા બડી ડાકણી, કાટ કલેજા ખાય—૧૩

હરિ અણઘટતું ના કરે, રંકને ના બેસાડે ઘોડે;
વડ પીંપળ ને જો કોળાં લાગે, તો કંઇકનાં માથાં ફોડે—૧૪

માયા મળીને મોજ ન માણી, કહું એના કર્મની કહાણી;
ક્યાં તો ભાગ્ય ભળ્યું બીજાનું, કહાં તો ખોટી કમાણી—૧૫

માયા તજે સો મૂરખા, સંગ્રહે સોઈ ગમાર;
ખાવે ખરચે ઓર વાપરે, વાકા મતા અગાધ–૧૬

સેજ મળ્યા સો દૂધ બરાબર, માગ લીયા સો પાણી;
ખેંચ લીયા સો રક્ત બરાબર, ગોરખ બોલ્યા વાણી–૧૭

જાણુ ન થઈશ જન, નાનો થઇ નમજે સદા;
તોજ મળશે સંત, અખા આતમ પામવા–૧૮

એક કુટુંબી આપણે, એક પિતા પરિવાર;
કાળા ગોરા કોઈ છે, ધન હિણા ધનવાન–૧૯

એક નવાં કે બે નવાં, ત્રીજે કાળો કેર;
બોલે પરિયા બાપના, આઠ નવાં બોતેર–૨૦

જનુની જણું તો જણજે, ભક્ત દાતા કે શૂર;
નહિ તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર–૨૧

સંસારમાં સરસો રહે, અને મન મારી પાસ;
સંસારમાં લેપાય નહિ, એજ મારો દાસ–૨૨

સુખીઓ સબ સંસાર, ખાવે ઓર સોવે;
દુઃખિયા દાસ કબીર, ગાવે ઓર રોવે–૨૩

પ્રેમ છીપાયા ના છીપે, જબ લગ ઘટ મેં પ્રાણ;
જાકે મુખ બોલે નહિ, નયન દેત હે રોય–૨૪

વહેતાં પાણી નિર્મળા, પડા સો ગંદા હોય;
સાધુ તો રમતા ભલા, ડાઘ ન લાગે કોય–૨૫

સંત મિલનકુ જાઇએ, તજ, માયા અભિમાન;
ડગલે ડગલે યજ્ઞ ફળ, એમ કહે શ્રી ભગવાન–૨૬

મનકી હારે હાર હય, મનકી જીતે જીત;
મનાતિત તો પામીએ, જો મનકી હોય પરતિત-૨૭

સ્વપ્નેં મેં રાજ પાયો, પાયો સુખ ચેન;
ભાળ્યો તો ભિખારી ભાળ્યો, ખુલ ગયો નેન-૨૮

ચાહ ગઈ ચિંતા ગઈ, મનવા બે પરવાહ;
જીવનકો કછુ ન ચાહિયે, વો શહેનશાહ કો શાહ-૨૯

કુવા ઢંકણુ પાવઠો, ઘરનું ઢંકણુ નાર;
બાપનું ઢંકણુ બેટડો, જગનું ઢંકણુ જાર-૩૦

માયા તજે ઓ મૂર્ખો, સંગ્રહે સોઇ ગમાર;
ખાવે ખરચે ઓર વાપરે, વાકા મતા અગાધ-૩૧

રામ નામકી ઔષધિ, ખરી ખંતથી ખાય;
અંગ પિડા પામે નહિ, મહા રોગ મટી જાય-૩૨

રામ કહે સુખ ઉપજે, કૃષ્ણ કહે દુઃખ જાય;
મોટો મહિમા રામનો, જન્મ મરણ ટળી જાય-૩૩

તુલસી તલપ ના કીજીયે, નિશ્ચે લીજે નામ;
મનુષ્ય મજુરી દેત હે, કયું રખેગો રામ-૩૪

તુલસી આ સંસારમાં, ભાત ભાતના લોક;
સબસે હિલ મિલ ચાલીએ, નદી નાવ સંજોગ-૩૫

પર ધન પત્થર જાણીએ, પર સ્ત્રી માત સમાન;
ઇતના કીજે હરિ ના મીલે, તુલસીદાસ જબાન-૩૬

આવ હય આદર હય, હય નૈનોમાં નેહ;
તુલસી વાધર જાઇએ, ભાલા વરસે મેહ-૩૭

આવ નહિ આદર નહિ, નહિ નૈનોમાં નેહ;
તુલસી વાઘર ન જાઈએ, કંચન વરસે મેહ—૩૮

તુલસી તબ મેં જાણિયો, બડો ગરીબ નિવાજ;
મોતી કણ મોંઘો કીયો, સોંઘો કીયો અનાજ—૩૯

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મુવા કે ઢોર ચામસે, લોહા ભસ્મ હો જાય—૪૦

તુલસી પંછી નકે પીએ, ઘટે ન સરિતા નીર;
ધન દીધે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર—૪૧

કુંજર મુખસે ગીર પડયો, સો ઘટયો ન ગજકો આહાર;
લોખો કીડી લે ચલી, સો વર્તાવન પરિવાર—૪૨

## ચોપાઈ

સુખે ન સુવે ધનનો ધણી, સુખે ન સુવે જેને ચિંતા ઘણી;
સુખે ન સુવે દીકરીનો બાપ, સુખે ન સુવે જેના ઘરમાં સાપ.

પહેલુ સુખ તે જાતે નર્યા, બીજુ સુખ તે ઘેર દીકરા;
ત્રીજુ સુખ તે કોઠીએ જાર, ચોથુ સુખ તે સુકુળની નાર.

જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ
જ્યાં ન પહોંચે કવિ, ત્યાં પહોંચે અનુભવિ.

ગુરૂ વિના જ્ઞાન નહિ, જ્ઞાન વિના મોક્ષ નહિ,
લોક મળે ત્યાં લોકાચાર, સંત મળે ત્યાં એકાકાર.

## છપ્પો

નથી મૃતિકામાં માલ, નથી પિત્તળમાં પેઠો;
કનકની મૂર્તિ કરે, નથી ઈશ્વર મહી બેઠો.

નથી ઘોરોમાં પીર, નથી શ્રાવકને દેરે;
અસલ જુવે નહિ કોઈ, સહુ નકલોને હેરે.
રામ નામ અક્ષર અસલ સદા, બીજું નકલ કહેવાય છે;
કહે નરભેરામ ગુરૂ થકી, પ્રેમે પ્રગટ જ થાય છે.

---

## ॥ અવિચળ સુખ કયાં છે? ॥

( એકત્રીસા સવૈયા. )

શાણા જનને સ્નેહ ધરીને, સંભળાવું સુખનો મહિમાય;
કયાંથી આવ્યો કયાં કયાં રખડયો, કયાં કયાં કેવી રમત રમાય.
ફરી ફરીને જોતા આવ્યા, કહો ભાઈ કયાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧

માત પિતાના ઓજસે થયો, ગર્ભાશયમાં સૂક્ષ્મ વાસ;
સૂક્ષ્મમાંથી મોટોજ થતો, સંસ્કાર પડતા તેમાં ખાસ.
ઉંધે મસ્તકે રહ્યો લટકતો, રામ નામમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨

બાળક રૂપે જનમ્યો ત્યારે, નિર્વિકારને નિર્મળ ખાસ.
હતા સંસ્કાર ગર્ભસ્થાનના, હું અહીં હું અહીં તુજ ત્યાં વાસ.
ઉંઆ ઉંઆ સૌ કરતા રડતા, માતૃ પયમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૩

આંખ ઉઘાડી દ્રષ્ટિ કીધી, નજર જોડતાં શીખ્યા ખાસ;
આમ તેમ તો જોવા લાગ્યા, માયાના તવ લાગ્યા પાસ.
રામ નામ તો ભૂલીજ ગયા, માતા ખોળે સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૪

જે જે ચીજો નવીન જોતા, તેના ઉપર હેત અપાર;
લેવા સારૂ તમે પજવતા, રડતાં ચાલે આંસુંજ ધાર.
જે જે દેખે તેને લેતો, નવા રમકડે સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૫

ધી ધી કરતા પાછળ ફરતા, એ એ લેવાને લલચાય;
એજ અમારી લાવો થાળી; બીજી એકે ના લેવાય.
દૂધને છાશ ભેગી કરતા, મમને ધમમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૬

ખાવું પીવું ને ખેલવું કૂદવું, રમવા જમવામાં મન થાય;
સંગે રંગે ફરવા લાગ્યા, દેખા દેખી કરવા જાય.
ચઢતા પડતા પણ હરખતા, રમતા ગમતા સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૭

જેને જેવા સંસ્કારો તે, તેવા કામે લાગી જાય;
વાતાવરણ ઠીક હોય તો, ભણવા માટે તે હરખાય.
પ્રાથમિક ભણ્યા માધ્યમિક ભણ્યા, કેળવણીમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૮

અંગ્રેજીનો અભ્યાસ કીધો, મહા મુશિબતે મેટ્રીક પાસ;
આગળ વધતા પાછળ પડતા, પ્રીવિયસે તો પૂર્યો વાસ.
બી. એ. બનવા વળખાં માર્યાં, કેળવણીમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૯

બાલ્યાવસ્થા પૂર્ણ થઇને, યુવાવસ્થામાં પ્રવેશાય;
મનની વૃત્તિ વધવા લાગી, ચંચળ મનતો દોડ્યાં જાય.
મસ્તાન થઇને મ્હાલતા હતા, વિષય વાસમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૦

મોરલી તણો નાદ સૂણીને, જેવી રીતે સર્પ પકડાય;
ગાન તાનમાં ગુલતાન બની, ડેન્સ નાચમાં ભાઈ ફસાય.
ભાત ભાતની રેકર્ડ સૂણતાં, શબ્દ વિષયમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૧

ભલી હાથણી નજરે દેખી, મદાંધ હાથી પણ સપડાય,
નિર્જલ સ્ત્રીથી મુગ્ધ બનીને, પ્રેમ જ્યોતમાં ભાઇ ફસાય.
અધરામૃત લૂટી લેતાં, સ્પર્શ વિષયમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૨

દીવા માંહે કૂદી પડતાં, જેમ પતંગિયાં મરતાં જાય,
રંડીઓથી રાજી રહેતાં, નાટક ફીલ્મે ભાઈ ફસાય.
સઘળા નવીન ખેલો જોતાં, રૂપ વિષયમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૩

કણેક ખાવા કાંટે લાગે, જેમ માછલાં મરતાં જાય;
અપથ્ય માદક ખોરાક ખાઈ, હોટલોમાં ભાઈ ફસાય.
ભાત ભાતની મિઠાઇ ભાવે, રસ વિષયમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૪

કમળ ફુલની સુગંધ લેતાં, જેવો ભ્રમર તો સપડાય.
માદક વસ્તુનું સેવન કરતાં, દુર્વ્યસનોમાં ભાઇ ફસાય,
કોકિન ખાતાં દારૂ પીતાં, ગંધ વિષયમાં સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૫

ભાઈ ભણ્યા પણ ગણ્યાજ નહિ, વિષય વિષની લાગી લ્હાય,
એક વિષયમાં જુઓ મરતા, પંચ વિષયમાં કહો શું થાય,
વિષય વશ થઇને જે રહેતા, વિષયમાં તેને સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૧૬

મનનું સ્થાન તો મસ્તક માંહે, સાધારણ એ રહે જરૂર,
મનમાંથી તે કલ્પના જન્મે, કલ્પનામાં કાર્ય અંકુર,
અંકુરમાંથી મોહજ ઉપજે, મોહ માનમાં સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.-૧૭

મોહથી કાર્ય ઇચ્છા પ્રગટે, પ્રબળ ઇચ્છાએ કાર્ય થાય,
કાર્યમાં અંતરાય આવતાં, તર્તજ કપરો ક્રોધ ભરાય,
ક્રોધ વધેથી ભ્રમજ થાએ, વિપરિતમાં પણ સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.-૧૮

આમજ રખડયા તેમજ રખડયા, વરઘોડાની ભારે આશ;
મહામુશીબતે ચોકઠું બેઠું, કોડી એકે ન મળે પાસ.
ઘર ને ખેતર ગીરો મૂકયાં, લગ્ન લ્હાવમાં સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.-૧૯

પ્રીતની રીત શીખ્યા સારી, પ્યારી સાથે કીધો પ્રેમ,
પ્રેમ પાસમાં પડી રહેતાં, રમતાં જમતાં ફાવે તેમ;
ઘરનો ધંધો ભૂલી ગયાં, રામા રંગે સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.-૨૦

કામાંધ બની તેજ ગુમાવ્યું, અમૂલ્ય વિર્ય કીધુંજ નાશ,
કુમળી વયમાં કાયા બગડી, અહર્નિશ સેવ્યો વિષય વાસ;
ઢીલાં લમણાં થયાં તોપણ, રામા રંગે સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.-૨૧

ખાધેલું અન્ન આમાશયમાં, વાયુની પ્રેરણાથી જાય,
સાત ધાતુઓ અનુક્રમેથી, ચાર દિવસે ઉત્પન્ન થાય;
ભાન નથી એ મૂર્ખાઓને, રામારંગે સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાય, સ્વપ્ન સુખમાં મન હરખાય.-૨૨

ખાધેલા એ આહારનું તે, એક મહિને વિર્યજ થાય,
એક વખતના સ્ત્રી સેવનથી, આખા માસનું વિર્ય જાય;
જાણવા છતાં મચી રહ્યો છે, રામા રંગે સુખ સમજાય,
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૩

શાસ્ત્રકારો સિદ્ધ કરે છે, સંતાન અર્થે ઋતુનું દાન,
ફક્ત પોતાનીજ સ્ત્રીને માટે, ઋતુકાળેજ પૂણ્યવાન.
સમજ્યા તોએ સૌ લપટાયા, રામા રંગે સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૪

પ્રથમના જે હવાઇ કિલ્લા, ઉડતા ચાલ્યા એ આકાશ;
મનની વાતો મનમાં રહી, ગુમાસ્તિની કરે તપાસ.
સઘળા ધંધે ઉજળો દીઠો, નોકરીમાંજ સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૫

વકીલને ત્યાં રહ્યા ગુમાસ્તી, પગાર કીધો મહીને ત્રીસ;
આડી અવળી ચાલાકીથી, બીજા લાવે મહીને વીસ.
ખાતા પીતા ખુશી રહેતા, નોકરીમાંજ સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૬

માહીતગાર બરાબર થયા, પ્રેકિટસ કરી અપરંપાર;
જેના તેના કેસો લઈને, અનુભવ લીધો વારંવાર.
ઓફીસ રાખી નવી ફાંકડી, સ્વતંત્રમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૭

મોટર રાખી ન્યુ ભાડાની, લાડી લઇને ફરવા જાય;
ફક્કડ પ્રીલ્મ કરતાં ફરતાં, આમ તેમ તો તે ભટકાય.
વૃથા જન્મ તેણે ખોયો, મોજ શોખમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૮

ગરજ વખતે કાકાજ કહ્યા, આજીજીથી કરી સલામ;
આફત વેળા ઇર્જ્જત રાખી, તોય ન દીધી ફૂટી બદામ.
ખીસ્સાં ખાલી જોર ઘણેરૂં, મોજશોખમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૨૯

પાસે પૈસો હતો નહિ ને, ચલાવ્યું આ પોલંપોલ;
વ્યાજે લઈ ઉછીતા આપ્યા, ભારે કીધી બોલંબોલ.
લેણુદારને લાત જ મારી, મોજશોખમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૩૦

કેમ અલ્યા ક્યાં ઘી વેચ્યું છે, શાનો મારે છે આ રોફ;
પરના પૈસે બની બેઠો તું, ચીનનો તે મોટો શ્રોફ.
લેણુદારને પાછો પાડયો, ધન વૈભવમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૩૧

વકીલ પોતે પછી શું કહેવું, કોઈને ન આપી રાતી પાઈ;
પરણે પંદર વર્ષજ વીત્યાં, ફાવતુ ફર્યાજ ફગડણુ ભાઈ.
વહેવારમાં લ્હાય લગાડી, ધન વૈભવમાં સુખ સમજાય;
મોહ પાસમાં સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૩૨

કરણી તેવી પાર ઉતરણી, જેમ ભાવના તેમ જ થાય;
ખાડો ખોદે તે જ પડતા, જે જેનું તે તેમાં જાય.
સમજે તોયે તેમ કરે છે, ધન વૈભવમાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૩૩

પાંચ છોકરાં ઉત્પન્ન થયાં, આનંદ ઘણો મનમાં થાય;
પૈસા પ્રત્યે પ્રેમ ઘણેરો, હડફડ હડફડ હાલ્યા જાય.
પ્રપંચ જાળ વધવા લાગી, છૈયે છોકર સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.–૩૪

ભાઈ કામમાં રોકાયા છે, ઓફીસમાં તો હારાદોર;
ટણુણું ટણુણું અવાજ આવ્યો, ટેલીફોનનો શોરબકોર.
મકાન સળગ્યું દોડી આવો, છૈયે છોકર સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.—૩૫

છાતી ધડકે કાયા કંપે, ઘરે પહોંચ્યા દોટા દોટ;
ભારે મોટા ભડકા દીસે, ધૂમાડાના ગોટા ગોટ.
હબક લાગી થર થર ધ્રૂજે, છૈયે છોકર સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.—૩૬

નારી નાઠી જીવ લઈને, હડસેલીને લીધાં બાળ;
નાનો બાળક ઘરમાં રહ્યો, પ્રભુ બચાવે દીન દયાળ.
ગદ્ગદ્ કંઠે રડવા લાગી, જીવડલામાં સુખ સમજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.—૩૭

નર નારી બે બૂમો પાડે, દોડી આવો કોઈ દયાળ,
અંદરથી અમ બાળક લાવો, બક્ષીસ સઘળો ધનને માલ.
ઘરમાં બાળક ચીસો નાખે, જીવલડામાં સુખ સરજાય;
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.—૩૮

ઘણાજ કાળે પ્રભુ સાંભળ્યા, પરમાત્મા તો દીન દયાળ;
મંજારીનાં બચ્ચાં માફક, ઉગાર્યો એ ન્હાનો બાળ.
રામ નામનો મહિમા જાણ્યો, રામ નામમાં સુખ સમજાય.
મોહ પાસથી સૌ બંધાયા, સ્વપ્ન સુખમાં મન હરખાય.—૩૯

આધી, વ્યાધીને ઉપાધીથી, ઘેરાણા એ ચારે કોર;
હારી થાકી નીચે બેઠા, દુઃખી દીઠા ઢગલા ઢોર.
સુખે સાંભળે સોની સુંદરી, દુઃખે લેતા રામનું નામ;
ભીડ પડે તવ ભાવે ભજતા, અરેરે પ્રભુ શ્રીહરિ રામ.—૪૦

શ્રી કનોજ ઘણું સુંદર દીસે, રાજધાનીનું મોટું શહેર;
વિશ્વામિત્ર ત્યાં રાજ કરતા, વૈભવ રૂપે લીલા લ્હેર.
સૌ સૈન્ય સાથે નીકળી પડયા, શિકાર કરવા માટે જાય;
રાજ્યાસનના સુખથી અધિક, તપોબળમાં સુખ દેખાય.—૪૧

રસ્તામાં એક આશ્રમ દીઠો, વિશ્વામિત્રે તેણી વાર;
ઋષિ મુનીનાં દર્શન કરવા, વિશ્વામિત્ર તો આવ્યા સાર.
સૈન્યનું ત્યાં સન્માન કીધું, રાજા તેથી વિસ્મય થયા;
રાજ્યાસનના સુખથી અધિક, તપોબળમાં સુખ દેખાય.—૪૨

સઘળું સૈન્ય જમવા બેઠું, જાત જાતનાં ભોજન થાય;
નાની સરખી ઝુંપડીમાંથી, ઉત્તમ પકવાન પીરસાય.
તપાસ કરતાં માલમ થાએ, વસિષ્ટ પાસે નંદી ગાય;
રાજ્યાસનના સુખથી અધિક, તપોબળમાં સુખ દેખાય.—૪૩

રાજ મહેલમાં કદી ના મળે, એવી વસ્તુ તત્પર થાય;
કામધેનુ એ નંદીનીને, લેવા માટે મન લલચાય.
રાજાએ તો માગણી કરી, ઋષિજી આપો નંદી ગાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.—૪૪

ઋષિએ ત્યાં જવાબ આપ્યો, તે આવે તો લેતા જાવ;
ગાયતો ત્યાંથી ડગલું ના ખસે; લઇ જવાને કર્યો ઠરાવ.
બળાત્કારે લેવા ધારે, અગણીત વીરો પેદા થાય;
રાજ્યાસનના સુખથી અધિક, તપોબળમાં સુખ દેખાય.—૪૫

હથિયારબંધ વીરો કોપ્યા, સૈન્ય સઘળું માર્યું જાય;
વિશ્વામિત્ર તો શરમાઇ ગયા, પડતી મૂકી નંદી ગાય.
રાજપાટને છોડી દીધું, તપ કરવાને મન હરખાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.—૪૬

અથાગ ભારે તપતો કીધું, ઇંદ્રને મન ચિંતા થાય;
કદાચ મારૂં સ્વર્ગ લેશે, ઉપાય કરવા લાગ્યા ત્યાંય.
તપમાં ભંગ પડાવવા સારૂ, અપ્સરાઓ કરતી નાચ;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.-૪૭

કોઈ વખતે ભંગાણ પડતું, ફરી તપ કરવા બેસી જાય;
ઘણા વર્ષો એમજ ચાલ્યું, વિશ્વામિત્ર તો ના અકળાય.
અડગ નિશ્ચય શું નથી કરતો, દેવતાઓ તવ રાજી થાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.-૪૮

પ્રસન્ન થઈને પદવી આપી, બ્રહ્મર્ષિની તેણીવાર;
ક્ષત્રિય ગુણ તો કાયમ રહ્યો, ક્રોધ તણો તો નહિ સુમાર.
પદવી લઈને ફૂલાતા ફરે, તમોગુણ તો વધતો જાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.-૪૯

બેઠા આસન વસિષ્ટ ઋષિ, રાજ અયોધ્યાની સભામાંય;
ફરતા ફરતા તે પ્રસંગે, વિશ્વામિત્ર જઈ ચઢયા ત્યાંય.
વસિષ્ટ ઋષિએ આવકાર કર્યો, આવો રાજર્ષિ ઋષિરાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.-૫૦

હળાહળ ક્રોધ થાએ તેથી, વિશ્વામિત્રને તેણીવાર;
વસિષ્ટ સાથે વૈરજ બાંધ્યું, હેરાન કરવા થયા તૈયાર.
ધીરજ રાખી સહન કરતા, મહાવસિષ્ટ ઋષિરાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.-૫૧

કેમ બ્રહ્મર્ષિ કહેતા નથી, દુઃખજ દીધાં અપરંપાર;
વસિષ્ટ મુનિની વિરૂદ્ધ વર્તે, વાંધો પાડે વારંવાર.
હરિશ્ચંદ્રને દુઃખજ દીધું, સત છોડાવા નિર્દય થાય;
રાજ્યાસનના સુખથી અધિક, તપોબળમાં સુખ દેખાય.-૫૨

રાજારાણી પુત્ર સાથે, સતને કારણુ તે વેચાય;
ઘણાંજ દુઃખો સહન કર્યાં, વૈભવ છોડી રંકજ થાય.
શ્રી પ્રભુએ દર્શન દીધાં, રામ નામમાં સત્ય જણાય;
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.–પ૩

કોઈ ઉપાયે ફાવ્યા નહિ તે, છેવટ ધાર્યું નિર્દય કામ;
છાનામાના રાત્રે ગયા, વસિષ્ટનો છે જ્યાં આશ્રમ,
બ્રહ્મર્ષિ કહેવડાવવા સારૂ, મનની સાથે નિશ્ચય થાય.
રાજ્યાસનના સુખથી અધીક, તપોબળમાં સુખ દેખાય.–૫૪

લાગ જોઈને જઈને ઉભા, એક બાજુએ રહ્યા છુપાઈ;
પ્રશ્નોત્તર ત્યાં અજબ સાંભળી, વિશ્વામિત્રને લાગી નવાઇ,
વસિષ્ટનાં સ્ત્રી અરૂંધતી કહે, ચંદ્રસમ કોનું તપ ગણાય;
તપોબળના સુખથી અધીક, જ્ઞાનયોગમાં સુખ સમજાય.–૫૫

વસિષ્ટ મુનિએ જવાબ આપ્યો, હરખાઇને તે બોલ્યા સાર.
વિશ્રામિત્રનું તપ નિર્મળ છે, સુણ્યું પોતે તેણી વાર.
ક્રોધ સઘળો કાઢી નાખી, વસિષ્ટમુનિને લાગ્યા પાય;
તપોબળના સુખથી અધીક, જ્ઞાનયોગમાં સુખ સમજાય.–૫૬

માન મોહ તો અળગાં કીધાં, માગી માફી તેણી વાર;
તપ કરવાથી સિદ્ધ થાએ, સિદ્ધથી અધિક જ્ઞાની સાર
વસિષ્ટમુનિ તો પ્રસન્ન થયા, જ્ઞાન યોગમાં સુખ દેખાય.–૫૭

પ્રભુપરાયણ પ્રથમ થાવું, આચાર વિચાર ભક્તિ અંગ,
દુર્જનને તો જલદી ત્યાગો, સત્પુરૂષનો રાખો સંગ.
ફળેચ્છા રહિત કર્મો કરતાં, ચઢતા ક્રમે જ્ઞાની થાય,
તપોબળના સુખથી અધીક, સ્વયંભૂમાં સુખ સમજાય.–૫૮

સંવત ૧૯૯૬ ની, શુભ શ્રાવણ વદ અષ્ટમી છે;
સ્તવન કીધું સ્વયંભૂનું, શ્રી હરિહરની જયંતી છે.
શ્રી કુળદેવી ઉમિયાજીનો, પટેલ શરણે આવે છે.
ૐ હરશ્રી શંકરદાદા, દર્શનથી દુઃખ ભાગે છે.–૫૯

---

## ॥ આરોગ્ય બત્રીશી ॥

### દોહરા

બ્રાહ્મ મહુર્તમાં ઉઠીને, પરમાત્મામાં ચિત્ત;
મુખ હાથ ધરો નાડી તણો, કામ સફળ થાય નિત—૧

સ્નાન કરો દીલ ચોળીને, લોટે લોટે નીર;
તેલ મર્દન કરવા થકી, રહે રૂપાળું શરીર—૨

સવાર સાંજ ફરવા જવું, કસરત કરો રૂડી પેર;
ભોંય પથારી તુંબી જળ, વૈદ ન આવે ઘેર—૩

ટુંકા શ્વાસ તજી દઈ, ધારો હૈયે હામ;
લાંબા શ્વાસ નિત્યે લઈ, આરોગ્ય વધારો આમ—૪

નિર્મળ જળ મુખમાં ધરી, તેલ ટીંપાં ધરો નાક;
ધોળા વાળ થશે નહિ, ઉતરે માથાનો થાક—૫

તેલ તણા કરવા થકી, કોગળા મુખ માંય;
દાંત તો મજબુત રહે, પાયેરીયા ન થાય—૬

અજીરણ ને ઉલટી દીસે, ઉધરસ તાવ ને શ્વાસ;
શીર દર્દને કર્ણ રોગ, કરવું ન દાતણ ખાસ—૭

છાણાં કેરી રાખમાં, લૂણ મેળવી ખાસ;
દાંત કરે જો સાફ તો, જાએ સઘળી વાસ—૮

ગરમ ગણું ખાવા થકી, ગરમ દવા પ્રતાપ;
મુખ પાકે ચાંદી પડે, તેનાં તે પુરણ પાપ—૯

બાવળ દાતણ જે કરે, ચાવે છાલ જ ખાસ;
કરે કોગળા ફટકડી તણા, દુ:ખનો થાયે નાશ—૧૦

ચૈત્રે ગોળ ચતુર તજે, પોષે પાણી અપાર;
ભાદરવે છાશ લીલોતરી, તાવ ન આવે સાર—૧૧

ઓકી દાતણ જે કરે, સાદુ ભોજન ખાય;
દૂધે વાળુ જે કરે, તે ઘેર વૈદ ના જાય—૧૨

જમ્યા પહેલાં જળ ન પીવું, વચમાં પીવો વીર;
પહેલાં પછી બે વખત, આચમન લેવું નીર—૧૩

હાથ પગ મોં ધોઇને, જમવું ધરી આનંદ;
જઠરાગ્નિ તો તેજ રહે, પડી ન જાએ મંદ—૧૪

ભૂખ વિના જમવું નહિ, ભલે હોય સારો દેશ;
દૂધ ફળ ખાધા પછી, પીવું ન પાણી લેશ—૧૫

ભૂખ જ્યારે લાગે ઘણી, પીશો નહિ તમે નીર;
નીરથી નળ ભરાઈ જશે, રાખો મનમાં ધીર—૧૬

તાળવે જીભ વાળીને, ચાખો અમૃત નીર;
અનુભવો તમે આજથી, ગભરાશો મા વીર—૧૭

તુર્ત જમીને દોડવું, કરે વળી સ્ત્રી ભોગ;
મહા મહેનત કરવા થકી, તરતજ આવે રોગ—૧૮

તરસ જ્યારે લાગે ઘણી, ઘુંટડે ઘુંટડે નીર;
નીચે બેસી પીવા થકી, ધારણ રાખો ધીર—૧૯

લીંબુ કેરી આમલી, ખટાશ જે જન ખાય;
તુર્ત પાણી પીવા થકી, દાંત અંબાઈ જાય—૨૦

તુર્ત જમીને ઉંઘવું, સારી નથી એ રીત;
ચતા સુનારા તણી, સ્વપ્ન દશા ભયભિત—૨૧

હાથ પગ મોં ધોઈને, શાન્તિથી સુઇ જાય;
નરમ ઓશીંકા થકી, મીઠી ઉંઘ ભરાય—૨૨

ડાબે પડખે જે સુવે, આળોટી સુઈ જાય,
ઉર આનંદ ધરવા થકી, ગાઢ નિંદ્રા થાય—૨૩

દહાડે ઉંઘે જે ઘણું, કફ વધતો જાય;
દરદ થાએ દમ તણું, ઉધરસ અદકી થાય—૨૪

રાતે વહેલા જે સુવે, વહેલો ઉઠે વીર;
બળ, બુદ્ધિ ધન વધે, સુખમાં રહે શરીર—૨૫

સવાર સાંજે ઘી તણો, દીવો કરવાનું નેમ;
હવન હોમ ને ધુપથી, થાએ કુશળ ક્ષેમ—૨૬

કુંડાળાં કરવા થકી, કીડી મકોડી દુર જાય;
બ્રહ્માર્પણ કરવા તણી, રૂડી રીત ગણાય—૨૭

બેસી માખી વિષ્ટા પરે, ખોરાકે બેસી જાય;
તેનું એંઠું ખાય જે, તેને રોગ જ થાય—૨૮

સંગ કરે કુસંગનો, વ્યસન વળગી જાય;
તન મન ઓતપ્રોત છે, વ્યાધીમાં સપડાય—૨૯

હસમુખો ને હુલામણો, આનંદી સ્વભાવ;
હસ્તુ બુલબુલ તો બને, સુખી શરીરનો લ્હાવ—૩૦

કુવા જળ શામા સ્ત્રી, વડ છાયાનો સંગ;
ઈંટેલ ઘરમાં જે વસે, સુખ રૂપ રહે અંગ—૩૧

સાદુ ભોજન સાદી મઢી, સાદો પોષાક એક;
સાદી ટોપી માથે ચઢી, મગન મન ધરી ટેક—૩૨

---

## ॥ શ્રી રામ રસાયણ ॥

### ( દોહરા )

વિઘ્ન વિનાશક જયકરણુ, પરમ પુનિત યશ નામ;
ભક્ત વત્સલ શ્રી રામજી, કરો મૂજ ઉર પૂર ધામ—૧

મંગલ જાય મંગલ સદા, સર્વ કલ્યાણુ કલ્યાણુ;
પાવનથી પાવન અતિ, રામ નામ સત જાણુ—૨

રામ રામ કહો રામ કહો, વારંવાર કહો રામ;
રામ કહ્યાથી થાય છે, પુન્ય પુંજ એક ઠામ—૩

રામ રામ મુખથી કહો, રાખી દૃઢ વિશ્વાસ
રામ કહ્યાથી થાય છે, સકળ પાપનો નાશ—૪

હરે પાપ પ્રતિબંધ પ્રભુ, ઉદય ભક્તિ કરે આપ;
કરે ઉત્પન્ન જ્ઞાનને, રામ નામ પ્રતાપ—૫

સુકૃત કાંઇ કર્યું નહિ, કર્યું પેટ ભરી પાપ;
રામ સ્મરણુ કર્યું જ્યારથી, મટ્યું પાપ સહુ આપ—૬

કર્યું કર્યું સૌકો કહે, પણ નવ કીધું કાંઈ;
રામ સ્મરણ કીધા વિના, શું કરિયું જગમાંહી—૭
યજ્ઞ હોમ કંઈ ના કર્યું, કર્યું ન જપ તપ દાન;
પણ જો રામ સ્મરણ કર્યું, ફળ સહુ કર્યા સમાન—૮
શક્તિ બે પ્રકારની, છે હરિ નામની માંહી:
સ્વયં અર્થતઃ છે સદા, ફળમાં સંશય નહિ—૯
પશુ પંખીના શબ્દથી, શુકન અપશુકન મનાય;
સ્વતઃ શક્તી એ શબ્દની, ત્યમ રામ નામમાં જોય—૧૦
શત્રુ મિત્રના નામથી, હર્ષ શોક મન હોય:
અર્થ શક્તી એ શબ્દમાં, ત્યમ રામ નામમાં જોય—૧૧
જેમ ગરૂડના મંત્રથી, હઠે સર્પનું ઝેર;
હરિ નામ પરતાપથી, પાપ મટે તે પેર—૧૨
સર્વ શકિત કારણ સહુ, છે સર્વેશ્વર જેહ;
તેના નામના ફળ વિષે, કરવો નહિ સંદેહ—૧૩
હરિ સાથે હરિ નામનો, છે સંબંધ સાક્ષાત;
તેના નામના ફળ વિષે, શી આશ્ચર્ય વાત—૧૪
પ્રગટ જ્ઞાન છે રામનું, રામનામ તે જાણ,
તેનું પુન્યાદિક કહ્યું, સંશય મન નવ આણ—૧૫
સ્વત શકિત જે શબ્દની, તે જણાય જગમાંહી;
તેમ નામની શકિતમાં, સંશય કરવો નહિ—૧૬
બીજ થકી તો થાય છે, અંકુર ફળ ફૂલ જેમ;
મોક્ષ સુધીનું કાર્ય તે, થાય નામથી તેમ—૧૭

ભણ્યો ન વ્યાકરણ શાસ્ત્રને, ભણ્યો ન વેદ પુરાણ;
ભણ્યો નામ નિત્ય રામનું, સર્વ ભણ્યો તે જાણ—૧૮

દ્રઢ વિશ્વાસ અતિ પ્રીતથી, ઉર ધરિ ભાવ અપાર;
સદા સમરવા રામને, મન પર થઈ અસ્વાર—૧૯

રામ ભરોંસો રામ બલ, અવલંબન પણ રામ;
રામ ભજનમાં લીન મન, તે જન જાણે રામ—૨૦

રામ રામ મુખથી કહે, રહે રામમાં રકત,
રામ કથામાં મન સદા, તેહ રામનો ભકત—૨૧

રામ નામ મુખથી રટે, ફરતાં અવની મહી;
રૂપ હૃદયમાં રામનું, તેને હરકત નહિ—૨૨

વાણી હરિ ગુણમાં રમે, મન રમતું હરિ માંહી;
હરિ લીલામાં તન રમે, તેને હરકત નહી—૨૩

વિઘ્ન ચોર પેસે નહિ, જે ઘટ ચોકી રામ;
જેમ સૂર્ય મંડલ વિષે, નહિ તિમિરનું ઠામ—૨૪

રામ સ્મરણ વિણ પલકજો, રામ રસિકની જાય;
થાય ખેદ મનમાં ઘણો, જેમ કૃપણ ધન જાય—૨૫

રામ આશરો રામ ગતી, રામ વગર દુઃખ થાય;
તે નર પુંઠ હરિ ફરે જ્યમ, બાળક પુંઠે માય—૨૬

સંગ ફરી રક્ષા કરે, પડતાં પકડે હાથ;
મુજ સેવક દુઃખ પામશે, એવું જાણે નાથ—૨૭

હરિ સન્મુખ બે ડગ ભરે, હરિ આવે ડગ પચ્ચાસ;
જેમ જનેતા બાળથી, દોડી આવે પાસ—૨૮

બાળક નિજ હિત માનીને, અનરથ વસ્તુ સાહ્ય;
માતા ઝટ ઝડપથી લઈ, બાળકનું હિત ચાહ્ય—૨૯

વિષય છોડવો નવ ગમે, તો હરિ છોડાવી દે;
બાળક માટી ખાય તો, જ્યમ માતા લઈ લે—૩૦

વિષય તણી ઈચ્છા કરે, તે જો દે જગરાય;
ભલું ન થાયે ભકતનું, અનરથ અદકો થાય—૩૧

અધિક ચાહ્ય તે નવ મલે, તે હરિ કરૂણા જાણ;
જો મન ઈચ્છે તે મલે તો, થાય ભકતની હાણ—૩૨

હરિજનની રક્ષા કરે, વિઘ્ન પહેલી હરિરાય;
જ્યમ પાંપણ ચક્ષુ તણી. રક્ષા કરે સદાય—૩૩

સંકટ સેવ નેપડે, આડો આવે નાથ;
જેમ સ્વભાવે દેહની, વચમાં આવે હાથ—૩૪

રક્ષણ કરવું ભકતનું, સહસા રામ સ્વભાવ;
જ્યમ જમણો કર મુખ ભણી, વગર વિચારે જાય—૩૫

કર્માનુગત દુઃખ પડે, પણ રાખે હરિ પર આશ;
જ્યમ માતા મારે બાળને, પણ રડતો આવે પાસ—૩૬

જન અવગુણ હરિ નવ ગણે, કરે કૃપા હરિરાય;
વચ્છ કરે શિરઘાત, પણ દૂધ ધવાડે માત—૩૭

નિજ અપરાધ હરિ સહે, ન સહે ભકત અપરાધ;
સ્થંભ ફાડી પ્રગટયા પ્રભુ, ઉગારવા પ્રલ્હાદ—૩૮

એવા હરિને નવ ભજે, રે મન મુંઢ ગમાર;
વ્યર્થ અનર્થ કરી મરે, શિર લઈ જગનો ભાર—૩૯

ભાર વહે સૌ જગતનો, જપે નહિ શ્રીરામ;
ભલો મનુષ્ય તે તો નહિં, ભલા ગદ્ધાને ઠામ—૪૦

ગર્ભ વિષે જઠરા થકી, હરિએ કીધી રક્ષ;
કોલ કર્યો ત્યાં ભજનનો, રહે રહે દુર્લક્ષ—૪૧

સેવા કારણ આપીયાં, દેહ ઈંદ્ર મન પ્રાણ;
તેહ ગુમાવ્યાં વિષયમાં, રે જણ મુઢ અજાણ—૪૨

રત્ન દિધાથી નામ લે, ઈંદ્રીય અમુલખ જેહ;
તેથી હરિ સેવ્યા નહિ, ખોઇ વિષયમાં તેહ—૪૩

તુજ મન ઇચ્છા સમજતાં, સ્વલ્પમુલા વશ જાણ;
એવા સેવક આપીયા, ભજે ન કેમ અજાણ—૪૪

પ્રાણ ઈંદ્રી પ્રરેક પ્રભુ, શ્વાસો શ્વાસ તમામ;
સહાયક સઘળે શ્રી હરિ, ભજે ન ગુણ હરામ—૪૫

નિંદ્રા રૂપી રાક્ષસી, ગળે સુષુપ્તી માંહી;
ત્યાં પણ પ્રભુ રક્ષા કરે, છતાં ભજે તું નહિ—૪૬

જેણે સ્વર્ગ આપીયું, કર્યો જગતમાં ખ્યાત;
તેને તું ગણતો નથી, તુજને વધ્યો પ્રમાદ—૪૭

હરિ કૃપાથી સહુ મળ્યું, કર્યા હરિ તેં ત્યાગ;
ચિંતામણીથી સહુ મળ્યું, તે થકી ઉરાડયો કાગ—૪૮

હૃદય બધું પ્રિય આત્મા, સહુના શ્રી . રઘુનાથ;
ભજન યોગ્ય પ્રભુ નવ ભજે, તે ત્હારો અપરાધ—૪૯

અપરાધી તું રામનો, અવગુણથી ભરપુર;
હરિ સનમૂખ થાતો નથી, ભુંડુ ચહે જરૂર—૫૦

તું અપરાધી છે ઘણો, પણ શ્રી હરિ દયાળ;
તુજ જેવા અપરાધીની, પળ પળ લે સંભાળ—૫૧

એવા પરમ દયાળુને, કોણ ન સેવે આંહિ;
જડ પશુ વિણુ સરવે ભજે, પ્રભુને આ જગમાંહી—૫૨

ધર્મ તત્વ ભકિત રહીત, તે જડ લક્ષણુ જાણુ;
તે લક્ષણુ જ્યાં દેખિયે, ગણીયે પશુ સમાન—૫૩

કમળાસન કમળા ભજે, ગૌરીશંકર શેષ;
કોણુ ભરોસે રામ તું, ભજે ન પશુ નર વેષ—૫૪

શુક સાનક હરિને ભજે, નારદાદિ મુનિ વૃંદ;
તુજને ગર્વ વધ્યો ગણો, ભજતો નથી મતિમંદ—૫૫

કાળ ચક્ર જેના ભયે, દોડી ફરે અસમાન;
તેનાથી તું નવ ડરે, રે નર પશુ સમાન—૫૬

જે પ્રભુ કેરા ડર થકી, મૃત્યુ પણુ ડરી જાય;
ક્મે નિડર તું થઈ રહ્યો, શું પેઠો ઘાસ ગ્રહ માંહ્ય—૫૭

દાવાનળથી ઉગરવા, ઘાસ ગંજીમાં જાય;
પણુ તે ઘાસ ગંજી સહિત, બળીને પ્રલ્લે થાય—૫૮

ભવ વનમાં દવ લાગીયો, જીવ હસ્તી બળી જાય;
સંત સરોવરમાં પડે, તો તન શાન્તિ થાય—૫૯

જ્ઞાન જળે ભરપુર ભર્યું, સંત સરોવર સાર;
સંગ રૂપ સ્નાન કર્યા થકી, નડે ન ભવ દવ ઝાળ—૬૦

અભય શરણુ હરિ ચરણુ છે, નહિ કોનો ભય ત્યાંય;
તે કોથી ડરતો નથી, હરિ રક્ષક છે જ્યાંય—૬૧

જેના રક્ષક રામજી, તેને મારે કોણ;
સિંહ કરે રક્ષા પછી, શું શિયાળથી હાણ—૬૨

ભક્ત તણા જશ પ્રગટયા, પ્રેરે પ્રભુ દુઃખ આપ;
જ્ઞાનીને મન ગોઠતું, મુરખ મન સંતાપ—૬૩

જશ રૂપ ધ્વજ શુભ સંતનો, કરે પ્રકટ દુઃખ દંડ;
ધૃતિ સ્મૃતિ દ્રઢ સ્થિતિ પામીને, વળી વૈરાગ્ય પ્રચંડ—૬૪

સંત તણા સંકટ વિષે, હરિ રહે છે પાસ;
રામ રામ મુખ નિકળે, અંતર કરે પ્રકાશ—૬૫

રે દુઃખ દૂર ન જઈશ તું, રહે અમારી પાસ;
તું જ રહેથી રામજી, કરશે હ્રદયે વાસ—૬૬

કામ ક્રોધ મદ મોહ સહુ, વધે વાધતાં સુખ;
દુઃખમાં તે સહુ દૂર ખસે, રામ વસે છે મુખ—૬૭

દુઃખનું મુળ સુખ વિષયનું, થાવ દેહથી દૂર;
રહો અંતરમાં દુઃખ ભર્યું, થાય ભજન ભરપુર—૬૮

શુરવિર રણ સંગ્રામમાં, રહે સદા હોંશિયાર;
ભક્તજનો ધીરજ ધરી, સંકટ સહે અપાર.—૬૯

રે મન હારના, ભક્તિ કર, જો ચાહે કલ્યાણ;
વિણ ભક્તિ મુક્તિ નથી, એ મત નિશ્ચય જાણ.—૭૦

જેવી ભક્તિ હરિ તણી, ભક્ત વિષે ભરપૂર;
તેવી ભક્ત ભક્તિ કરે, તો ભગવદ્ નથી દૂર—૭૧

હરિમાં કામ કપટ નહિ, નહિ દંભ અભિમાન;
સ્વાત્મભાવ સહુ ગણે. ભક્ત વત્સલ ભગવાન—૭૨

ભક્તિ દેહ તણી કરે, અજ્ઞાની નિર્દોષ;
એવી હરિની જો કરે, હરિ પામે સંતોષ—૭૩

સદા સર્વદા સર્વમાં, હરિની વૃત્તિ આણ;
અન્ય ભાવ અળગો કરી, ભક્તિ રૂપ તે જાણ—૭૪

મન વાચા કરમે કરી, પ્રભુ પરાયણ થાય;
તેવા ભક્ત તણી કરે, ભક્તિ શ્રી હરિરાય—૭૫

વિષય વિષે આતુરતા, ને કહાવે હરિભક્ત;
તેવા ભકત થકી રહે, પ્રભુ સદાય વિરકત—૭૬

ભજવા આવ્યો રામને, અન્ય ભજ્યો મતિમંદ;
થયો ચોર શ્રી રામનો, પડયો વિષય ને ફંદ—૭૭

કેશવને જે જન ભજે, તે સહુ કેશવ જાણ;
જે જન કેશવ નવ ભજે, તે શબ શબ માન—૭૮

કેશવ વત્ આ જગ સહુ, જેમ બુંદ બુંદ જળરૂપ;
કેશવને જાણે નહિ, તે જાણો શબ રૂપ—૭૯

ભલી ભક્તિ શ્રી રામની, ભલું રામનું જ્ઞાન;
ભલી નિષ્ઠા શ્રી રામમાં, તે જન રામ સમાન—૮૦

શીલા ઉપર ધૂળ પડે, નહિ શિલાને હાણ;
ઉખડી જાશે આપથી, (ત્યમ) વિઘ્ન ભક્તિમાં જાણ—૮૧

ભક્તિ ગણે ન વિઘ્નને, વેગ ગતિ પરતાપ;
ગોળો ગણે ન સુપડું, તોડે કિલ્લો આપ—૮૨

સંશય વિપરિત ભાવના, દેહ વિષે નવ થાય;
તેમ જ્ઞાન શ્રી રામનું, ભલું જ્ઞાન કહેવાય—૮૩

જ્ઞાન ભક્તિથી જે થઈ, સ્થિતિ રામની માંહિ;
તે ભલી નિષ્ઠા રામમાં, ડગે કદાપી નહિ—૮૪

ઢળ્યો રામના રૂપમાં, પઢયો રામનું નામ;
રામ રસે મદ મત સદા, તે સહુથી નિષ્કામ—૮૫

રામ રસે મદ મસ્ત તે, અવર બકે નહિ કાંઇ;
રામ રામ મુખથી કહે, રહે રામની માંહિ—૮૬

રામ રસાયણ પાનથી, અવર ન ભાસે કાંઈ;
તેને અન્ય ન જાણવો, પરિબ્રહ્મ સાક્ષાત—૮૭

રામ રસાયણ પાનથી, અવર ન ભાસે કાંઇ;
રામ રૂપ સઘળે જુવે, રામ રહ્યો સહુ માંહિ—૮૮

જ્યમ મહા નિંદ્રા કેફમાં, ભ્રાન્તિ સહુ ટળી જાય;
રામ રસાયણ પાનથી, અવર ન ભાસે કાંઈ—૮૯

જ્યમ મહા નિંદ્રા કેફમાં, થાય સહુ નિજ રૂપ;
રામ રસાયણ કેફમાં, દેખે રામ સ્વરૂપ—૯૦

જેના રસના કેફથી, ભાસે નહિ સંસાર;
અમલી તે સૌથી વડો, ઉતરે નહિ ખુમાર—૯૧

લખી વાત મુખથી કરે, અંતર નહિ આવેશ;
જ્યમ લૂખી ચેષ્ટા કરે, નટવો ધરી નૃપ વેશ—૯૨

અર્થ અનુભવ નવ થયો, (તો) વાત થકી શું કાજ;
એમ કરેથી શું વળે, ખાલી તોપ અવાજ—૯૩

રામ રસાયણ બહુ પીધું, અંતર ગયું ઉભરાઇ;
તે અંતર ઉંડે નવિન, અનુભવ લહેર સદાય—૯૪

રામ રસાયણ પાનથી, ઉડે રસની લહેર;
અવર કાંઇ સૂઝે નહિ, આઠ પહોર રસ ભેર—૯૫

રામ રસાયણ પાનથી, આવે લહેર સદાય;
ગરક થયું તેમાં સહુ, તે જગમાં ફેલાય—૯૬

જેમ પ્રલયના સિંધુની, વાધે લહેર પ્રચંડ;
ફેલાયે સહુ જગતમાં, જળમય થાય ભુખંડ—૯૭

રામ રસાયન કેફમાં, બુદ્ધિ બહેરી થાય;
મન પણ પંગુ થઈ રહ્યું, ચિત્ત અચિંત થઈ જાય—૯૮

ભૂત પ્રવેશિત પુરૂષનો, ભૂતાધિન વ્યાપાર;
રામ પ્રવેશિત પુરૂષનો, રામાધિન વ્યવહાર—૯૯

રામ રસે મસ્તિ ચઢયો, ઉતરે નહિ લગાર;
સુતાં બેઠાં ચાલતાં, તુટે ન અંતર તાર–૧૦૦

રામ રસે તરતપ થએ, અન્ય કશું ન ચહાય;
તે રસને પીવે સદા, રસથી નહી ધરાય–૧૦૧

જ્યમ અમૃતના પાનથી, ભૂખ તરસ દૂર જાય;
પણ અમૃત પિવા તણી, ઈચ્છા અદકી થાય–૧૦૨

પૂર્ણ સિંધુ છલકાય ના, મેઘ નદીથી જેમ;
રામ રસિકને અંતરે, રસ નવ ઝલકે તેમ–૧૦૩

જે ઈચ્છા પૂરણ તણી, ઇચ્છા ‘નવ કહેવાય;
તેને લીલા માનવી, જ્યમ ઈશ્વર ઇચ્છાય–૧૦૪

જળ તરંગ જળથી થયો, જળમાં કરે વિલાસ;
ભેદ નહિ જળથી કર્યો, તેમ હરિ હરિ દાસ–૧૦૫

રામ રસાયણની તુલે, અન્ય રસાયણ નહિ;
અન્ય રસાયણ શરીરને, ગુણ કરતાં જગ મહિં–૧૦૬

રામ રસાયણને પીવે, રામ રસિક જન થાય;
અન્ય રસાયણ પાનથી, તદ્રુપ નહિ થવાય–૧૦૭

અજ્ઞ મુમુક્ષુ જ્ઞાનીને, પ્રિતે કરી પ્રણામ;
વિનય ભાવથી વિનવે, વિપ્ર ખુલાખીરામ–૧૦૮

( જુની પ્રતમાંથી સુધારીને )

---

## ॥ સન્નારી વિષે ॥

સંસાર રૂપી સાગરે, સન્નારી જો નૌકા મળે;
પાર ઉતરે સહેજમાં, વળી સ્વર્ગમાં એ સંચરે.
સન્નારી ચીજ અમૂલ્ય છે, શું વર્ણવું મુખે થકી;
રામ સરખા રાજવી, પ્રગટયા છે જેની કુખથી.

રામા રત્નની ખાણ, સંસારનું કલ્પ વૃક્ષ છે;
દેતાં તેને દુઃખ સુખ સહુ, જાનાર એ સિદ્ધ છે.
સંતોષે પોષે પ્રેમદા, એવા શ્રેષ્ઠ નરને ધન્ય છે;
જે ઘરમાં નારીને સુખ નથી તે ઘર દુઃખથી ભરપુર છે.

સાધ્વી પતિપરાયણ એ, સ્નેહ શીલતા સુંદરી;
કર ઉદરથી નીપજાવનારી, પાક ઉત્તમ રસભરી.

---

## ॥ નારી ગૌરવ ॥

### ચોપાઇ

ગોળ વિના જેવો રે કંસાર, સ્ત્રી વિના તેવો રે સંસાર;
ગોળ વિના મોળો રે કંસાર, માતા વિના સુનો રે સંસાર.
માત તે તો કહેવાયે રે મા, બીજાં વગડાનાં રેવા;
માત જુએ રે આવતો, નારી જુએ રે લાવતો.

માત ગોકુળ કેરી રે ગાયો, પિતા પલંગનો રે પાયો;
માની મીઠી લાગે રે ગાળ, જાણે ઘીની ભરેલી રે નાળ.
ગૃહિણી સાથે સ્નેહ અપાર, સુખ રૂપ ચાલે સંસાર;
જ્યાં નારીનું સન્માન થાય, ત્યાં વાસ દેવનો કહેવાય.

---

## ॥ સાચું લગ્ન ॥

પ્રિતિ ભર્યું જે લગ્ન છે, તે લગ્ન સાચું નામ છે;
પ્રિતિ વિનાનું લગ્ન તે, નહિ લગ્ન પણ બદનામ છે.
સુખમય બનાવે જીંદગી, જો લગ્ન પ્રિતિથી ભર્યું;
ઝેરી બનાવે જીંદગી, જો લગ્ન પ્રિતિવણ કર્યું.

---

## ॥ સ્વર્ગ સમ સંસાર છે? ॥

(હરિગીત)

સત્કાર સાચો સ્ત્રી તણો, થાતો જ જે ગૃહ મંદિરે;
દેવો બધા પ્રિતી થકી, કરતા રમણ હરનિશદે,
શાન્તિ સદા જે ગૃહ વિષે, નિર્મળ સદા વિચાર છે;
એ દિવ્ય પ્રેમી દંપતિને, સ્વર્ગ સમ સંસાર છે.–૧

આત્મ મંદિરને વિષે, આત્મા તણી સેવા કરે;
એ પ્રેમ ઘર આત્મા સદાએ. પ્રેમથી પ્રેમ જ રહે.
કલેશની છાયા નહિ, નિર્મલ સદા આચાર છે;
એ દિવ્ય પ્રેમી દંપતિને, સ્વર્ગ સમ સંસાર છે.–૨

આજ્ઞા ઉઠાવે પ્રેમથી, આજ્ઞા વિચારીને કરે;
સંપત સદા આવી વસે, એ સ્વર્ગ સમ ગૃહ મંદિરે.
સ્વર્ગીય સ્નેહ અનુભવે, શી સ્વર્ગની દરકાર છે;
એ દિવ્ય પ્રેમી દંપતિને, સ્વર્ગ સમ સંસાર છે.–૩

નીતિવંત શુભ પુરૂષાર્થથી, પ્રારબ્ધ મુજબ જે મળે;
સંતોષ તેમાં માનીને, નિજ ઈષ્ટની ભક્તિ કરે.
જે દિવ્ય પ્રેમી દંપતી, સંયમ થકી વસનાર છે:
એ દિવ્ય પ્રેમી દંપતિને, સ્વર્ગ સમ સંસાર છે.–૪

---

## ॥ ગામડી ગીતા ॥

### ઘરતયડો કે છેઃ—

ધરમ છેતરમાં ને કુરુ છેતરમાં,
એ ઘડીકમાં બાઝી મરે.
હું જયડા ઘડીકમાં બાઝી મરે;
(એવાં) મારાં છૈયાં ને મારા ભાઈનાં સોકરાં (૨)
ભેળાં થઈને હું કરે—
હું જયડા ભેળાં થઈને હું કરે? ૧

### અરજણિયો કે છેઃ—

નાનાં એ મારવાં ને મ્હોટાં એ મારવાં,
ને મારવાનો ના મળે આરો—
કરહણીયા મારવાનો નાં મળે આરો;
એવું તો રાજકેદી કનારે કર્યું તો (૨)
ચીયો ગીગો રહી જીયો કુંવારો?
કરહણિયા હું તો નથી લડવાનો— ૨

### કરહણિઓ કે છેઃ—

અજરામર છે અલ્યા મનખાનો આત્યમો,
ને માર્યો ના કોથી મરાય—
અરજણિયા માર્યો ના કોથી મરાય;
એવું હમજીને અલ્યા દીધે તું શાછ્યને (૨)
તારા બાપનું હું જાય—
અરજણિયા મેલ્યને મુરખાવેડા— ૩
મલક બધો તારો કરવાનો ઠેકડી.
ને હું તો કહી કહીને થાચ્યો,
અરજણિયા હું તો કહી કહીને થાચ્યો;
આ ખતરીના કુરમેં ચ્યાંથી તું આવ્યો. (૨)

ઉંધા તે પાંનીયાનો પાચ્યો,
અરજણિયા મેલ્યને મુરખાવેડા— ૪
અલ્યા જુધમાં જીતેશ તો રાજ કરેશને,
મરેશ તો જાશ ઓલ્યા હરગે;
અરજણિયા મરેશ તો જાશ ઓલ્યા હરગે.
અલ્યા તારો તે દી જો ઘેરજ હોય તો, (૨)
આવો તે લાગ શીદ ચૂકે?
અરજણિયા મેલ્યને મુરખવેડા— ૫
મોટા મોટા મ્હાત્યમા ને મોટા પુરસ,
જીણે વાસનામાં મેલ્યો પૂળો;
અરજણિયા વાસનામાં મેલ્યો પૂળો;
અલ્યા એવા એ જગત હાટુ કરમ ઢહઇડે (૨)
પછે તુ તે થેઇ વાડીનો સૂળો,
અરજણિયા મેલ્યને મુરખાવેડા— ૬
કરમની વાત બધી આપડા હાથમાં,
ને ફળની નહિ એક કણી.
અરજણિયા ફળની નહિ એક કણી;
ક્રમિ ના હોય તો બધાય થઈ બેહે. (૨)
ઓલ્યા દલ્લી તે શાહેરના ધણી,
અરજણિયા મેલ્યને મુરખાવેડા— ૭
(માટે) ઉંધું ઘાલીને જા કરમ હઈડયને,
ફળની કરમાં ફકર–,
અરજણિયા ફળની કરમાં ફકર;
ફળનો દેનારો ઓલ્યો બેઠો પરભૂડિયો. (૨)
તે નથી તારા બાપનો નોકર–,
અરજણિયા મેલ્યને મુરખાવેડા— ૮

અરજણિયો કે છેઃ—
ભરમ ભાંગ્યો ને મારો સાંસ્યોટળ્યો છે,
ને ગન્યાંન મને લાધ્યું મને હાચું–
કરહણિયા ગન્યાંન લાધ્યું મને હાચું;
તું મારો મદારી ને હું તારો માંકડો. (૨)
નચાવે ત્યમ હું નાચું,–
કરહણિયા હુંતો હવે લડવાનો— ૯

હુંજયડો કે છેઃ—
જોગી કરહણિયો ને ભડ અરજણિયો,
ઈ બે જ્યાં થાય ભેળા;
ધરતઈડા ઈ બે જ્યાં થાય ભેળા,
મારૂ દલડુ તો ઈમ શાખ્ય પૂરે છે. (૨)
તિયાં દહાડી ઉડે ઝી ચોળાં;
ધરતઈડા દહાડી ઉડે ઝી ચોળાં. ૧૦
(શ્રીમદ્‌ભગવદ્ ગીતામાંથી)

## ॥ માછીડા હોડી હલકાર ॥

હાં......મારે જાવું પેલે પાર,
માછીડા હોડી તું હલકાર......હાં...મારે૦ ટેક૦
જમણે કાંઠે મથુરા નગરી, ડાબે ગોકુળ ગામ;
આ આરે મારી દેહ ઉભી છે, સામે આતમરામ.
હાં...મારે મારે જાવું પેલે ધામ......હાં...મારે–૧
આભનો સાગર જળજળ ભરીયો, માંહી સુરજ ને સોમ;
આ આરે મારી ધરતીની ભેખડ, સામે દિવ્ય જ ભોમ.
હાં...મારે જાવું જ્યાં હરિ ૐ......હાં...મારે–૨
જગની હેલે આયુષ્ય ઉછળે, જગતના વાય સમીર;
આ આરે મારી આશા નીરાશા, સામે પ્રેમ મંદિર.
હાં...મારે જાવું પેલી તીર......હાં...મારે–૩

॥ हरि ॐ तत् सत् ॥

# બાલામૃત

## બાળગીત

### ॥ દશેરા ॥

દશેરાકા દિવસ આવ્યા, વડોદરામાં ધૂન મચ્યા હૈ;
બરોડા શહેરમાં રાજમાર્ગ પર, લોક ખુબ ભરાએ હૈ.
દશેરા—૧

સ્વારી નીકળી વડોદરાથી, તેની શોભા બડી ભારી હૈ;
પ્રતાપસિંહ મહારાજ કે, તોપ ભડાકા થાતા હૈ.
દશેરા—૨

ઘણુણુ ઘણુણુ થાએ શબ્દો, સાંભળી સૌ જોવા આવે;
જોઇને સૌ નવાઈ પામે, બાળક તો બહુ હરખાએ.
દશેરા—૩

સ્વારીમાં છે હાથી ઘોડા, સીપાઇઓ તો બીજાસે;
ગોળી છોડે ભડાક દઇને, કાચા પોચા ગભરાશે.
દશેરા—૪

જોઇને બાળક થાએ ખુશી, એવી સ્વારી વડોદરામેં;
નીકળી છે તે પ્રતાપસિંહની, દીઠી નજરે દશેરામેં.
દશેરા—૫

ચાલો ચાલો દોડી જઇએ, ટીકીટ વડોદરાની લેવા;
વાઘ સિંહ જોવાને જઈશું, ખાઇશું બાગમાં કેવડા મેવા.
દશેરા—૬

---

## ॥ દિવાળી ॥

દિવાળીના દિવસ આવ્યા, આપણા ગામમાં ઘર લીંપાયા;
કોઈ ધોળાવે કોઇ રંગાવે, કોઈ કોઈ ચિત્રામણ કઢાવે.
નિશાળમાં તો પડી રજા છે, છોકરાંને તો બડી મજા છે;
સારી સારી મિઠાઈ મળે છે, ઝગમગ ઝગમગ દિવા બળે છે.

ધનતેરસનાં ધન ધોયાં, ચંપા ચંપેલીનાં ફુલ જોયાં;
કાળી ચૌદશે પુરી વડાં, મેવા મિઠાઈ ગુંદવડાં.
આજ દિવાળી રે ભાઇ દિવાળી, ઘેર ઘેર દિઠી અજવાળી;
કાગ માગડીમાં તેલ પુરાવો, દારૂખાનું લઈ ફોડવા આવો.

ભલે આવે બેસતું વર્ષ, સૌને થાયે ઘણો હર્ષ;
આનંદે સૌ ભેટીશું, રામ રામ કહિ હરખીશું.
બેનડી લાવે સારી સારી ચીજ, ભલી આવશે એ ભાઈબીજ;
જોઇ જોઇ હરખે ભરીશું, ભાઈ બેન ભેગાં મળીશું.

---

## ॥ વિદ્યા ધન છે સાચું ॥

વિદ્યા ધન છે સાચું, જગમાં વિદ્યા ધન છે સાચું;
બીજું બધું એ કાચું, જગમાં વિદ્યા ધન છે સાચું–વિદ્યા ૧

ખરચે નાખુટે ચોર નાલૂંટે, ભણતર ભણીને ઝાઝું;
જગમાં વિદ્યા ધન છે સાચું–વિદ્યા ૨

ભણ્યા ગણ્યાનો ભાવ પુછાયે, વિલું અભણનું ડાચું;
જગમાં વિદ્યા ધન છે સાચું–વિદ્યા ૩

દેશ વિષે પુંજાયે રાજા, વિદ્વાને જગ રાચ્યું;
જગમાં વિદ્યા ધન છે સાચું–વિદ્યા ૪

સરસ્વતીનું બાળક હું તો, હંમેશ વિદ્યા યાચું;
જગમાં વિદ્યા ધન છે સાચું–વિદ્યા ૫

---

## ॥ સુરજનું ગીત ॥

રૂપાની થાળી જેવો, ગગને ગોળો ચળકે કેવો;
મુગટ છે શું દેવ કેરો, ભભૂકે તેજ થકી રૂડેરો–૧

પ્રાતઃકાળે કોમળ લાગે, બપોરે બળતો તે આગે;
સાંજે લાલ ગુલાબી થાતો, વાદળીમાં સંતાઇ જાતો–૨

કમળોની પાંખે છુપાઇ જાતો, ધરતીની આંખે અંજાતો;
જીવે જેના તેજે જીવો, દેવોનો એ સુરજ દેવો-૩

## ॥ બાળ ગીત ॥

એક, બે, ત્રણ ને ચાર, બિલ્લી નીકળી ઘરની બ્હાર;
પાંચ, છ, સાત ને આઠ, કુતરાં કરે નાઠા નાઠ-૧

નવ પછી આવે દશ, કુતરાં કરે ભસાભસ;
બે દશકે થાએ વીસ, બિલ્લી કરે ચીસાચીસ-૨

ત્રણ દશકે થાએ ત્રીસ, કુતરાંને તો ચઢી રીસ;
ચાર દશકે થાએ ચાલીશ, કુતરો કહે જરૂર ઝાલીશ-૩

પાંચ દશકે થાએ પચાસ, કુતરે ન રાખી કચાશ;
છ દશકે થાએ સાઠ, બિલ્લી ફરે નાઠા નાઠ-૪

સાત દશકે થાએ સિત્તેર, નાઠી એ તો ઘરની ભિત્તર;
આઠ દશકે થાએ એંશી, કુત્તા, બિલ્લી લડાઈ કેસી-૫

નવ દશકે થાએ નેવું, અચરજ થયું જોવા જેવું;
દશ દશકે એક હજાર, બાળકનું થયું બજાર-૬

ગણતાં એમ ન આવે પાર, કુતરાં રહ્યાં ઘરની બ્હાર;
બિલ્લી કહે હું વાઘની માસી, ચાલાકીથી ગઇ છું નાશી-૭

કુતરાંનો સંઘ ન જાય કાશી, એંઠું જુઠું ખાતાં વાસી;
કુતરાંની સાંભળજો કહાણી, વિચારીને બોલજો વાણી-૮

ભસીને કરડવા જાય, ચતુર હોય તે ચેતી જાય;
હાડ હાડ કરતાં પેસી જાય, ધોકે ધોકે મારજ ખાય-૯

કુતરાંની મેં કહાણી કહિ, ભટકવા તમે જાશો નહિ;
મગન કહે વિચારી બોલ, તેથી રહેશે તારો તોલ-૧૦

## ॥ બીડી પીનારા તણી ॥

### દોહરો

બીડી પીનારા તણી, આંખો ઉંડી થાય;
કાળજડે ચાંદી પડે, વિદ્યા વિસર જાય.—૧

તેનાથી બુદ્ધિ ફરે, ન મળે દુભાય મન;
વિના કારણ દુઃખ ઉપજે, સુકાઈ જાએ તન.—૨

જે મુખ અમૃત ઉચરે, જે જીભ જપીએ જાપ;
તે મુખ ધુમાડો નીકળે, કુસંગતનાં પાપ.—૩

નિત્ય બે આના ખર્ચતાં, માસિક રૂપિયા ચાર,
વીસ વરસ સ્હેજે જતાં, રૂપિયા થાય હજાર—૪

તેની કંઇ જરૂર નથી, ફોગટ નડતર એહ;
ટેક ધરો વિવેકથી, બીડી તજવી તેહ—૫

મગનલાલ, એમ વિનવે, વિદ્યાર્થી મારા વીર,
શીખ સારી નવ ભૂલે, જે હોય ગુણ ગંભીર—૬

**(વ્યસન હળાહળ ઝેર સમાન છે.)**

ખાય તેનો ખુણો, પીવે તેનું ઘર;
સુંઘે તેનાં લુંગડાં. એ ત્રણે બરાબર.

વિજયા દશમી
તા. ૨૨–૧૦–૩૯
રવિવાર.

**મગનલાલ નારાયણદાસ પટેલ.**
શિક્ષક—બીડજ કુમારશાળા.

# ॥ ભાઇઓ બેનો ભણજો તમે ॥

ચોપાઇ

ભાઈઓ બેનો ભણજો તમે, મોટા પણ છોટાને નમે;
બુદ્ધિ આગળ બળ પાણી ભરે, અભણ રહે તે દીવો ધરે-૧

વિદ્યાર્થી વિદેશ વિચરે, અભણ તો ચાકર થઈ ફરે;
માટે ભણજો સુખે દુઃખે, જન્મારો જાશે તમ સુખે-૨

નવી નિશાળો ઉઘાડી ઘણી, સરકારે પોતાની ઘણી,
મોટા નાના સર્વે ભણો, મહાસભાનો ઉપકાર ઘણો-૩

રાત્રીશાળા ઉઘડે આજ, નિરક્ષરતા નિવારણ કાજ;
નિર્મળ વહે ગંગાનાં નીર, પીવા આવો વ્હાલા વીર-૪

ચાલો સર્વે ભણવાભાઇ, સુંદર છે શાળા સુખદાઈ;
મગન કહે તમારે કાજ, આવો, આવો, ભણવા આજ-૫

અભણ આંધળા સમાન છે,
ભણેલા દીપક સમાન છે;
વિદ્યા વિનાનો પશુ સમાન છે,
વિદ્વાન દેવ સમાન છે.

## ॥ મારા ભાઈને ભણવાની હોંશ છે ॥

એકડે એક, ભણવાનો રાખો ટેક
ભાવ ધરીને ભણજો ભાઈ, રાખી સારો વિવેક—મારા૦ ૧

બગડે બે, ભાઈની થશે જે;
સરસ્વતીને શીશ નમાવી, આશિષ સારી લે—મારા૦ ૨

તગડે ત્રણ, ભણવાનું લેજો પણ;
રઝળવાનું છોડી દઈ ને, ભાવે ભાવે ભણ—મારા૦ ૩

ચોગડે ચાર, ભણવામાં ચિત્ત ધાર;
હરિફાઈથી કામ કરીએ, ના કરીએ કંઈ ખાર—મારા૦ ૪

પાંચડે પાંચ, ભાવે ભુ-પા-વાંચ;
ચુન ચુન કરે ચકલી, જેમ સીધી રાખી ચાંચ—મારા૦ ૫

છગડે છો, શાળામાં નથી લો;
મન ફાવે ત્યાં મ્હાલજો ભાઈ, બાળારાજા છો—મારા૦ ૬

સાતડે સાત, સારી કહીશું વાત;
ગદ્ધે ગદ્ધા ભેગા થાય તો, કરે લાતંલાત—મારા૦ ૭

આઠડે આઠ, ખાલી ન કરીએ ઠાઠ;
ફક્કડ થઈને ફરતા ફરીએ, કયાંથી આવડે પાઠ—મારા૦ ૮

નવડે નવ, ભણવાથી સુધરે ભવ;
રામને હરાવી દીધા, જીતી ગયો લવ—મારા૦ ૯

એકડે મીંડે દશ, ભાઈનો થશે જશ;
ભણ્યા ગણ્યા તો ભાવ પુછાયો, વિદ્યાને સૌ વશ—મારા૦ ૧૦

બગડે મીંડે વીસ, ના કરીએ કંઈ રીસ;
રિસાળ છોકરાં ભેગાં થાય તો, થાએ ચીસા ચીસ—મારા૦ ૧૧

તગડે મીંડે ત્રીસ, ના કોઇથી તું બ્હીશ;
રામનું રખવાળું છે ભાઇ, ભાવે ભજો જગદીશ—મારા૦ ૧૨

ચોગડે મીંડે ચાલી, વાતો ના કરીએ ખાલી;
એક જાલેમેં સો સાપ હતા, ફોગટ જાએ તાલી—મારા૦ ૧૩

પાંચડે મીંડે પચ્ચા, ભાઈના ગુરૂ સચ્ચા;
ભણે ખરા પણ ગણે નહિ તો બચ્ચા થઇ જાય કચ્ચા—મારા૦ ૧૪

છગડે મીંડે સાઈઠ, સમજી વાંચો પાઠ;
રાધાનો કાનો ઝાલર ભુકે, જાયે નાઠા નાઠ—મારા૦ ૧૫

સાતડે મીંડે સીત્તેર, લેશન કરો નિત્યે;
પોથાં એ તો થોથાં સમજો, ડાચા બળીઓ જીત્યે—મારા૦ ૧૬

આઠડે મીંડે એંશી, વિદ્યા દર્પણ જેશી;
પરદેશીથી મોહ ન પામો, વસ્તુ વાપરો દેશી—મારા૦ ૧૭

નવડે મીંડે નેવું, ગુરૂ વિના જ્ઞાન કેવું;
જલેબી હું તો ખાતો નથી, વાંકા કુંડાળા જેવું—મારા૦ ૧૮

એકડે બે મીંડે સો, હવે નથી કંઈ લો;
લોક સેવા એ ઈશ્વર સેવા, વિદ્યાનું દાન દો—મારા૦ ૧૯

બગડે બે મીંડે બસો, ખાદીધારી થશો;
કુરસદે રેંટીયો ચલાવો, રખડવા ના જશો—મારા૦ ૨૦

તગડે બે મીંડે ત્રણસો, ખાદી હાથે વણશો;
અસ્પૃશ્યતા નિવારણમાં, ભેદ કશો ના ગણશો—મારા૦ ૨૧

ચોગડે બે મીંડે ચારસો, સેવામાં ચિત્ત ધારશો;
ભોગ એટલા રોગ છે ભાઈ, મનને તમે મારશો—મારા૦ ૨૨

પાંચડે બે મીંડે પાંચસો, ઝીણું સુતર કાંતશો;
ડગલે ડગલે ચાલતાં ભાઈ, લાંબો પંથ કાપશો—મારા૦ ૨૨

છગડે બે મીંડે છસો, દેશ સેવામાં જશો;
પાણી પહેલાં પારજ બાંધો, તરત તૈયાર થશો—મારા૦ ૨૪

સાતડે મીંડે સાતસો, મહેતાજીની શીખ માનશો;
પાકી કોઠીએ કાના ન ચઢે, કુમળી ડાળી વાળશો—મારા૦ ૨૫

આઠડે બે મીંડે આઠસો, પરદેશી વસ્ત્ર કાઢશો;
ચકલી નાની ફૂઇડકો મોટો, એ કુટેવ ટાળશો—મારા૦ ૨૬

નવડે બે મીંડે નવસો, શુદ્ધ ખાદી સજશો;
ખાદીને ઉત્તેજન આપો, વિદેશી વસ્ત્ર તજશો—મારા૦ ૨૭

એકડે ત્રણ મીંડે હજાર, સ્વદેશી બાંધો બજાર;
ભુલ્યા ત્યાંથી ફરી ગણો, પુરો કરો કરાર—મારા૦ ૨૮

સો હજારે લાખ, એક્કાથી વધે શાખ;
સંપે સંપતિ સાંપડે, નીરખી જુઓ મધમાખ—મારા૦ ૨૯

એમ ગણતાં નાવે પાર, ધ્યાન ધરો નીરધાર;
ભાવના સો આવના ભાઇ, સહાય કરો કીરતાર—મારા૦ ૩૦

બત્રીસીને મોંઢે ચઢતા, મારકણુજી તો મરતા;
સીધે રહીને દૂધ ન પીએ, વાંકે પિશાબ પીતા—મારા૦ ૩૧

ભાવ થકી ભક્તિ કરશો, ધ્યાન ધણીનું ધરશો;
શીખ મગન થઈ માની લેશો, સારાં કામો કરશો—મારા૦ ૩૨

નવરાત્રી.
તા. ૧૬-૧૦-૩૯

**મગનભાઇ નારાયણદાસ પટેલ.**
શીક્ષક : બીડજ બાળશાળા.

## ॥ ભગવાનને વ્હાલા નથી ॥

( મારા બંધુ સ્વરાજ લેવું સ્હેલ છે—એ રાહ )

તાણે મોટાં ટીલાં, પણ ઢોલ સૂણે ત્યાં ઢીલા;
એવા ભક્તો ભગવાનને વ્હાલા નથી.
તડૂકી પાડે તાળી, પણ ભાગે ઉંદર ભાળી—એવા ભક્તો૦
ગરજે જાણે સાયર, પણ કામ પડે ત્યાં કાયર—એવા ભક્તો૦
બોલે મધુરી વાણી, પણ પાય પળી નહિ પાણી—એવા ભક્તો૦
કરમાં લાંબી માળા, પણ વર્તનમાં લોપાળાં—એવા ભક્તો૦
દેવળ મંદિર દોડે, છળ કરવાનું નહિ છોડે—એવા ભક્તો૦
ચિત્ત ગગનની વાટે પણ જીવ ઉકરડા ચાટે—એવા ભક્તો૦
પળ પળ પિંડ પખાળે, નહિ અંતરને અજવાળે—એવા ભક્તો૦
ભૂલ બીજાની ભાળે, પણ નવ પોતાની ટાળે—એવા ભક્તો૦
પ્રભુ પ્રભુ રટતો જાગે, પણ પ્રભુ આવે ત્યાં ભાગે—એવા ભક્તો૦
બોલે 'દીનદયાળું' લુંટે ગરીબનાં વાળુ—એવા ભક્તો૦
હરિહરિ મુખથી બોલે, પણ જીગર બીજાનાં ઠોલે—એવા ભક્તો૦
ઝેરી જંતુ રક્ષે, પણ માનવતાને પોકારે—એવા ભક્તો૦
નવ આત્માને ઠારે, પરમાત્માને પોકારે—એવા ભક્તો૦
અંતર નહીં ઢંઢાળે, પણ બ્હાર પ્રભુને ખોળે—એવા ભક્તો૦
જાય કથા સાંભળવા, પણ ધાય જગતને ગળવા—એવા ભક્તો૦

અંધ કવિ હંસરાજ

## ॥ બુઢીયો નાહોલીઓ* ॥

(મને પગમાં કાંટો વાગ્યોરે મા ધાંવલ મારવાડી રે–એ રાગ)

હું તો સાસરિયે નહીં જાઉં રે મા, બુઢીયો નાહોલીઓ રે.
હું તો કંથ કહેતાં લજવાઉં રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મારા બાપનો બાપ જણાએ રે મા, બુઢીયો નાહોલીઓ રે.
એના મોતની ઘડીઓ ગણાએ રે મા, બુઢીયો નાહોલીઓ રે.
ભોંય ભરતો તારે દ્વાર આવ્યો રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મેં તો આંસુ અંગારે વધાવ્યો રે મા, બુઢીયો નાહોલીઓ રે.
હું તો પ્રભાતે પગલાં માંડુ રે મા, બુઢીયો નાહોલીઓ રે.
હું તો માણુવા ટાણે રાંડું રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મારા સંસારમાં આગ ઉઠી રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મારે જોતી'તી બાજરી મુઠી રે મા, બુઢીયો નાહોલીઓ રે.
તેં તો ગોરની ગાય ઉછેરી રે મા, બુઢીયો નાહોલીઓ રે.
જઇ વાઘરીવાડે વધેરી રે મા, બુઢીયો નાહોલીઓ રે.
કેમ જન્મતાં ઝેર નવ આપ્યું રે મા, બુઢીયો નાહોલીઓ રે.
નાળ બદલે ન કાં શીશ કાપ્યું રે મા, બુઢીયો નાહોલીઓ રે.
પીટયા ગામના ઘરડા આવે રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મને માજી કહી બોલાવે રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મારી દેરાણી વરસે ચાળી રે મા, બુઢીયો નાહોલીઓ રે.
હું તો બાર વરસની બાળી રે મા, બુઢીયો નાહોલીઓ રે.
મને બચકીમાં ખાંપણુ દેજે રે મા, બુઢીયો નાહોલીઓ રે.
એના પહેલાં મારી કાણુ લેજે રે મા, બુઢીયો નાહોલીઓં રે.

અંધકવિ હંસરાજ

* નાવલીઓ=વર

## ॥ મોટાં ખોરડાં ! ॥

ગામમાં સાસરૂં ને ગામમાં પીયરીયું રે લોલ,
દીકરી કે'જે સુખદુ:ખની વાત જો,
કવળા સાસરીયામાં જીવવું રે લોલ.
સુખના વારા તો માતા વહી ગયા રે લોલ,
દુ:ખનાં ઉગ્યાં છે ઝીણાં ઝાડ જો,
કવળા સાસરીયામાં જીવવું રે લોલ,
પછવાડે ઉભી નણદી સાંભળે રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
નણદીએ જઈ સાસુને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
સાસુએ જઈ સાસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
સાસરે જઈ જેઠને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
જેઠે જઈ પરણ્યાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે આપણા ઘરની વાત જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
પરણ્યે જઈ તેજી ઘોડા છોડીયો રે લોલ,
જઈ ઉભા ગાંધીડાને હાટ જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

અધશેર આમલીઆં તોળાવીઆં રે લોલ,
પાશેર તોળાવ્યો સુમલખાર જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
સોનલા વાટકડે અમલ ઘોળીયાં રે લોલ,
પીવો ગોરી નકર હું પી જાઉં જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
ઘટક દઈને ગોરાંદે તો પી ગયાં રે લોલ,
ઘરચોળાની ઠાંસી એણે સોડય જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
આટકાટનાં લાકડાં મંગાવીયાં રે લોલ,
ખોખરી હાંડીમાં લીધી આગ જો !
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
પે'લો વીસામો ઘરને ઉંબરે રે લોલ,
બીજો વીસામો ઝાંપા બા'ર જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
ત્રીજો વીસામો ગામને ગોંદરે રે લોલ,
ચોથો વીસામો સમશાન જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.
સોનલા સરખી વહુની ચે' બળે રે લોલ,
રૂપલા સરખી વહુની રાખ જો,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લોલ.

(લોકગીત)

## ॥ એકલો જાને રે ॥

તારી જો હાક સૂણી કોઈ ના....વે ત્યારે
એકલો જાને રે.
એકલો જાને. એકલો જાને, એકલો જાનેરે....તારી જો૦

જ્યારે ગીત સૂણે ના કોઈ,
ઓ રે ઓ રે ઓ અભાગી
ગીત સૂણે ના કોઇ,
જ્યારે બધાય બેસે મુખ ફેરવી
દીલે ધરે ભય,
ત્યારે હૈયું ખોલી
ઓ તારૂં મન મૂકી તારા મનનું ગાણું,
એકલો ગાને રે—તારી જો૦

જ્યારે બધા પાછા જાય,
ઓ રે ઓ રે ઓ અભાગી
બધા ફરી જાય;
જ્યારે ગહન પંથે જવાને કાળે
કોઈ ના સાથી થાય
ત્યારે કાંટા રાને
ઓ તું લોહી નીગળતે પગે ભાઇ
એકલો ધાને રે—તારી જો૦

જ્યારે દીવો ન ધરે કોઇ
ઓ રે ઓ રે ઓ અભાગી
દીવો ન ધરે કોઈ

જ્યારે ઘનઘોરી અંધારી રાતે
દ્વાર વાસે તને જોઈ
ત્યારે આભની વીજે
ઓ તું સળગી જઇ સૌનો દીવો,
એકલો થાને રે—તારી જો૦
(કવિવર રવિન્દ્રનાથ ટાગોરના બંગાળી ગીત ઉપરથી)

## ॥ ઉખાણા ॥

૧ વાદળથી ચાંદો ઉતારી આપો.
છોકરા છોકરી રમવા ગયાં,
રમી રમીને થાકી ગયાં;
વજુ પડ્યો છે માંદો,
વાદળથી ઉતરે ચાંદો.

૨ વાદળથી ફૂલ ઉતારી આપો.
છોકરા છોકરી રમવા ગયાં,
રમી રમીને થાકી ગયાં;
સૌનાં મોઢાં ધૂળ ધૂળ,
વાદળથી ઉતારૂં ફૂલ.

૩ કામધેનુનું દૂધ લાવી આપો,
છોકરાં છોકરાં વાતો કરે;
મોટેરાં પંચાતો કરે,
ચાંદની ખીલી ચોક વિશુદ્ધ.
લાવ્યો કામદૂધાનું દૂધ.

જુગતરામ દવે

## ॥ રંક કહાણી ॥

---

: ૧ :

દુઃખ તણા જ્યારે પ્હાડ તટયા માથે
રે'વા ન્હોતાં ઘરબાર;
અંધારી રાતે ભિક્ષા માગતો
આવતો દ્વારે દ્વાર
મને કોઈ ખાવા આપો રે
ભિખારીની ભૂખ શમાવો રે.

: ૨ :

દ્વાર ખિડાતાં જોઈ મને ત્યારે
કોઈ દે કડવાં વેણ;
ભુખે પેટે આવે અંધારાં
નિંદરનું ચઢે ઘેન.
ખાવાનું કાંઈ ન મળતું રે
ભૂખે મારૂં કાળજું કળતું રે.

: ૩ :

આજ દશા ગઈ બદલી મારી
રે'વા મળ્યા રાજમહેલ;
ફરવા કાજે ગાડીઓ ઘોડા
મોટરની વળી સ્હેલ.
ખાવા મારે વિધવિધ વાનીરે
મુખવાસમાં પાન સોપારીરે,

: ૪ :

એક કહું ત્યાં આઠ આવે દોડી
હુકમ અમલ કાજ;
ચાંદની રાતના તારલીયાઓ
શોભાવે મારો સાજ.
એવી સુખ સાહ્યબી માણું રે
ન દુઃખનું નામ હું જાણું રે.

: ૫ :

સુખમાં વ્હારે સૌકા' ધાયે
રાયના સર્વે સાથી;
દુઃખમાં મદદે કોઇ ન આવે
રંક બિચારો એકાકી
આવી જગ રંકની કહાણીરે.
અનુભવે આજ મેં જાણીરે.

સોમાભાઈ ભાવસાર

---

## ॥ ભાભી ॥

(ઢાળ : મા ! પાવા તે ગઢથી ઉતર્યાં મહાકાળીરે )

ઉંચાં અવનિનાં ઝાડવાં, હો ભાભલડી !
એથી ઉંચેરા પ્હાડ, વ્હાલપ વાદલડી.
આકાશે ઉંચા આભલાં હો ભાભલડી !
અદકાં ઉંચાં તુજ લાડ, વ્હાલપ વાદલડી.
બળબળતી જગ રણવાટમાં હો ભાભલડી !
શીળી શાન્તિની છાંય, વ્હાલપ વાદલડી.

મલકાતું મુખડું મીઠડું, હો ભાભલડી !
બૂડતાની પકડે બાંય, વ્હાલપ વાદલડી.
ખારા અરણવના ઉરમાં, હો ભાભલડી !
સુધાની સરતી સેર, વ્હાલપ વાદલડી.
આ દુ:ખ વિદારે દોહ્યલાં, હો ભાભલડી !
દરશનથી લીલા લ્હેર, વ્હાલપ વાદલડી.
આકાશે હસતી ચન્દ્રિકા, હો ભાભલડી !
રેલે રસ રસની રેલ, વ્હાલપ વાદલડી.
મુજ ઘરની ઝગતી દીવડી, હો . ભાભલડી !
હૈયામાં હેતની હેલ, વ્હાલપ વાદલડી.
નીત નેહ નીતરતો નેણુલે, હો ભાભલડી !
કીકીમાં રચતી રાસ, વ્હાલપ વાદલડી.
વશ કરતી વચને વીરને, હો ભાભલડી !
બોલડીએ ઉડતી સુવાસ, વ્હાલપ વાદલડી.
વીર વંશ વધારક વેલડી, હો ભાભલડી !
કાળજડે કૈં કૈં કોડ, વ્હાલપ વાદલડી.
હરિણી શી હલેતી હાલતી, હો ભાભલડી !
દિઠી નહિ તારી જોડ, વ્હાલપ વાદલડી.
અટપટી અમુઝણ ઉકેલતી, હો ભાભલડી !
નવલા નીત ચહે પ્રકાશ, વ્હાલપ વાદલડી.
ગુણ ગરવી ગુર્જર ઘેલડી, હો ભાભલડી !
દેવોના દિલડે વાસ, વ્હાલપ વાદલડી.

નાનાલાલ દલપતરામ પટેલ

---

## ॥ સારી સોબત ॥

બાળકને ધમકાવવું નહિ તેમજ તેને શરમાવવું પણ નહિ, શરમાવવાથી બાળકને અપમાન લાગે છે. તેને થાય છે કે આવું કરવું ને તેથી શરમાવવું તેના કરતાં માબાપને ખબર જ ન પડે તેની કાળજી રાખવી. તેને થાય છે કે "ત્યારે નહિ કરૂં" પણ પાછું તે કરે છે; કેમ કે તેના હાથમાં બીજું કશું કરવાનું હોતું નથી.

વળી બાળકને ઉપદેશ પણ ન દેવો કે આમ કરવું ખરાબ છે જે આમ કરવું સારૂં છે. માણસ સારૂં નરસું જાણ્યા છતાંયે તે સારૂં નરસું કરે છે, તેનું કારણ તેની ક્રિયા-શક્તિની નિર્બળતા છે.ઉપદેશથી સમજાય છે ખરૂં, પણ આચરવાની શક્તિ નથી આવતી. ઉપદેશથી આવેલી સમજણને લીધે લાગણી થાય છે. સારો સંકલ્પ ઘડાય છે, પણ અમલ કરવાનું તેથી બની શકતું નથી કેમ કે સંકલ્પને અમલમાં મૂકવા માટે તો ક્રિયાશક્તિનું બળ જોઈએ છીએ. ઉપદેશ દેવાને બદલે આપણે તેને પ્રવૃત્તિ આપવી, સારી સોબત આપવી, સારૂં વાતાવરણ આપવું. જ્યાં સુધી હાથમાં કામ છે, જ્યાં સુધી મગજમાં તે કામ વિષે વિચાર છે, જ્યાં સુધી સોબત સારી છે. અને જ્યાં સુધી આખું વાતાવરણ નિર્મળ છે, ત્યાં સુધી બાળકો બદીઓથી સલામત છે.

શ્રી ગિજુભાઈ.

---

## ૫ ભિક્ષા ॥

કોયે દીઠો જો હોય બતાવો રે!
વીર મ્હારો લાડવાયો,
ક્યહીં વાટે મળે તો ભાળ દેજો રે!
વીર મ્હારો લાડવાયો,
કોયે લૂંટયો જો હોય પાછો દેજો રે!
વીર મ્હારો લાડવાયો,
ક્યહીં છૂપાવ્યો હોય શોધી આપો રે!
વીર મ્હારો લાડવાયો,
હજી ઉગ્યો, ન ઊગ્યો ત્યાં શું લુંટયો? રે!
વીર મ્હારો લાડવાયો,
જગે જાણ્યો, ન જાણ્યો ત્યાં ખોવાયો રે!
વીર મ્હારો લાડવાયો,
હસી ખેલ્યો જરી ન ત્યાં સૂકાયો રે!
વીર મ્હારો લાડવાયો,
ગીત ગાયું ન ગાયું ત્યાં વીલાયો રે!
વીર મ્હારો લાડવાયો,
ત્હમે દાનવ કે દેવ જેણે લૂંટયો રે!
વીર મ્હારો લાડવાયો,
નહીં આપો શું કોઈ દિન પાછો? રે!
વીર મ્હારો લાડવાયો,
કોઈ શોધીને આજ લાવી આપો રે!
વીર મ્હારો લાડવાયો,
સાત જીંદગીઓ હું દઉં ઓવારી રે!
વીર મ્હારો લાડવાયો,

જ્યોત્સના શુકલ.

# ॥ શિખામણ સાર ॥

## ચોપાઈ

ઉંડો કુવો ને ફાટી બોખ, શિખવ્યું સાંભળ્યું સઘળું ફોક,
ઓછું પાત્ર ને અદકુ ભણ્યો, વઢકણી વહુએ દીકરો જણ્યો.

મારકણો સાંઢ ને ચોમાસુ માલ્યો, કરડકણા કુતરાને હડકવા હાલ્યો,
મરકટને વળી મદીરા પીએ, અબા એથી સૌ કોઇ બીએ.

## દોહરા

નહિ વળાવો વાઘને, શુરાને નહિ સાથ;
કુંથડો ચાલે એકલો, જેને હૈયુ કટારી હાથ.—૧

જે મારગ કેસરી ગયો, રજ લાગી તરણાંય;
એ ખડ ઉભાં સૂકશે, નહિ ચાખે હરણાંય.—૨

ગઈ સંપતિ ફરી સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગઈ કીર્તિ આવે નહિ, ગયા ન આવે પ્રાણ.—૩

પીંપળ પાન ખરંતાં, હસતી કુંપળીયાં;
મુજ વીતી તુંજ વીતશે, ધીરી બાપુડીયાં.—૪

કુવા ઢાંકણ પાવઠો, ખેતર ઢાંકણ વાડ;
બાપનું ઢાંકણ બેટડો, ઘરનું ઢાંકણ નાર.—૫

બહેરા આગળ ગાવણું, મુંગા આગળ તાલ;
અંધા આગળ નાચવું, એ ત્રણે હાલ હવાલ.—૬

ઘેલી માથે બેડલું, મરકટ કોટે હાર;
જુગારી કોટે ગર્થ તે, ટકે કેટલી વાર.—૭

ગાજ્યા મેહ વરસે નહિ, ભસ્યા સ્વાન નવ ખાય;
બહુ બોલ્યા રણુ નવ ચડે, થોડા બોલ્યા ન ઘર જાય.—૮

ગુણુની ઉપર ગુણુ કરે, એતો વહેવારાં વટ્ટ;
અવગુણુ ઉપર ગુણુ કરે, ખરી ક્ષત્રીયાં વટ્ટ.—૯

દળ ફરે વાદળ ફરે, ફરે નદીનાં પૂર;
શુરા બોલ્યા ના ફરે, પશ્ચિમ ઉગે સૂર.—૧૦

ચીલે ચીલે ગાડી ચલે, ચીલે ચીલે કપુત;
પણુ એ ચીલે નવ ચલે, ઘોડા સિંહ સપૂત—૧૧

સિંહ મૂછ ભોરંગ મણિ, કરપી ધન સતી નાર
તે જીવતાં પર કર નવ ચઢે, ત્યમ ક્ષત્રી તલવાર.—૧૨

કંથા રણુમાં પેઠકે, કોની જુએ વાટ;
સાથી તારાં ત્રણુ છે, હૈયું, કટારી હાથ.—૧૩

દુઃખીયો દુઃખડાં સાંભળી, અરધ દુઃખ લઈ લે,
પણુ સુખીયાને દુઃખ કહે, હસી હસી તાળી દે.—૧૪

( સાહીત્ય દર્શનમાંથી )

## ॥ હવાઇ (દારૂખાનું) ઉડાડશો નહિ ॥

### દોહરા

ગામડામાંથી ભણુવા આતા, શહેરમાં મોટા ભાઈ;
પરીક્ષાઓ પૂરી થઈ ને, આવ્યાની વધાઈ.–૧
આવ્યા આવ્યા લાવ્યા લાવ્યા, મેવા ને મિઠાઈ;
દારૂખાનું દેખી દેખી, અમે ગયા હરખાઇ.–૨
ઘારી ખરફી સુતરફેણી, પેંડા ને કણુસાઇ;
ખાતાં ખાતાં હરખી હરખી, હતું પડાતું ગાઇ.–૩
નારંગી મોસંબી લાવ્યા, લાવ્યા લીલી દ્રાખ;
મોટાભાઈને લીધે મ્હારા, બાપુની બહુ શાખ.–૪
વાંદરીયાં ફુલકણીયાં લાવ્યા, લાવ્યા ટેટા ટેટી;
બપોરીયાં ને તડતડીયાં, તારામંડળ કેરી પેટી.–૫
ચકલી લાવ્યા ઘંટી લાવ્યા, ગંધકીયો પોટાશ;
હવાઈઓનું બંડલ હતું, ભાઇને માટે ખાસ.–૬
ફોડતાં કરતાં ફાવે નહિ ને, બ્હેની માગે ભાગ;
ના દઇએ તો ભૂરી ભૂરી, આંખે વરસે આગ.–૭
બીજા પાસે ફોડાવીને, ભાગ પોતાનો ખુએ;
બીતી બીતી હસતી હસતી, છેટે રહીને જુએ.–૮
ગામના ચોરા પાસે ઉભા, મ્હારા મોટા ભાઈ.
ચડપ દઇને ચાંપી દીધી, લીલી એક હવાઈ.–૯
સર સર સર સર સફર કરતી, એતો ઉંચે ચડી;
કાળીઆ કોળી કેરી ઘાસની, ગંજીમાં જઇ પડી.–૧૦
બીજે દિવસે અમે સહુએ, ખાતા'તા દૂધપાક;
કાળીઓ કોળી ઓલવતો તો, આંસુઓથી રાખ.–૧૧

રમણિક—અળાવાળા

## ॥ સાચુ ભજન ॥

( ગઝલ )

સુજેલાં શ્રી પ્રભુજીએ, મનુષ્યો સર્વ સરખાં છે;
નથી કોઈ ઉંચ કે નીચ, જીવન તો સૌનાં સરખાં છે.

તજીને કોમી ફતવો એ, અરે ભેદ ભાવ તજવો છે,
નિરક્ષરતા નિવારીને, હરિજન સાથ સજવો છે.

લોક સેવા એ ઇશ્વર સેવા છે.
પરોપકાર એ દશમો નિધિ છે,
દયા ધર્મનું મૂળ છે.
પાપ અભિમાનનું મૂળ છે.

ॐ શાન્તિ, શાન્તિ, શાન્તિ,



॥ हरि ॐ तत् सत् ॥

# પ્રસાદ

## પરમ પ્રસાદ

### ॥ ખેડુતની ખરાબી ॥

સવૈયા છંદ

એકજ રામે લંકા લીધી, બાર જ રામે કહો શું થાય.
એક રૂપિએ સો વરસે તો, લાખ રૂપિયા વ્યાજ ગણાય.
ફુરસદ લઈને ખાત્રી કરશો, વ્યાજ ખોરનો જબરો ઢોર.
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.–૧

સો એ દશ કોથળી છોડામણુ, મંડામણીનો મોટો ચાલ.
ઘરમાં બેઠા શેઠજ રળતા, ખાતા પીતા ઓઢે શાલ.
ખેડુતને ગરદન તે મારે, જમી માટે જબરૂં જોર.
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.–૨

ઉપાડને નામું જેવું હોયતો, શેઠ કરે ભારે ચતુરાઈ.
વણુ આપે તે લખતા ચાલે, ખોટે ખોટી કરે લુચ્ચાઈ.
કોર્ટમાં ન્યાય મોઘો મળતો, જુઠા ચોપડે જબરો દોર.
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.–૩

નિર્લજ નબળા શેઠ હોય તે, હિસાબમાં કરે લુચ્ચાઇ,
સત્તર પંચાં પંચાણું અને, બે મેલ્યા છે છુટના ભાઇ.
લાવો ભાઇ સોમાં બે કમ, પંદર મારે પાકા ચોર.
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.–૪

ગરીબનો દર સૌથી ભારે, હડહડતો કરે અન્યાય.
પ્રથમ જણુસો ઘરમાં મૂકે, બીજે વરસે બમણા ઘાય.
વાયદામાં જો વિલમ પડે તો જણુશો વેકે ખરે બપોર.
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.–૫

એરણુની ચોરી કરતા ને, સોયનાં દાન દેવા જાય.
ખેડુતને મારી નાખીને, અન્ય જીવને શું જીવાડાય.
દયા ધર્મનું મૂળ કહેતાં, દુબળા ઉપર દમામ દોર.
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.–૬

ખેડુતમાં પણુ ઘણી મૂર્ખતા ઘણુંજ રાખે પોલં પોલ.
અજ્ઞાનમાં વસે અધમતા, ન કરે કંઇ તેનો તોલ.

કેળવણી પર લક્ષ નહિ રાખે, જાણી બૂઝી રહે ઢફોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.—૭

ખેડુતના છે ખોટા ખરચા, દેવામાં એ દુબળો થાય,
ટાઢ તાપમાં મજુરી કરતો, છાશ રોટલો સુખે ના ખાય.
ઉજળા લોકો લુંટી લેતા; વળી કહેતા જાય ઢફોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.—૮

સઘળા ધંધા ખેતી ઉપર, આજ ખરાબી એની થાય,
જેના ઉપર તાગડધીન્ના, તેનું હિત કંઈના સચવાય.
ઘણું ગીધડાં ફરી વળ્યાં છે, કોઈ સુણે નહિ શોર બકોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.—૯

હજારો નિરાશામાં એક, અમર આશા રહે છુપાઈ,
સુખ દુઃખ સદા રહેતાં નથી, સદા રહે નહિ એ દુઃખદાઈ.
ખેડુતનું દુઃખ હરવા માટે, હળવી હળવી હારાદોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.—૧૦

ભાર્તભૂમિના પ્યારા પુત્રો, આંખ ઉઘાડી જુઓ આજ,
રામ રાજ્યના અન્ય ભક્તો, ખેડુતની તમ હાથે લાજ.
દેવાનું દુઃખ દૂરજ કરશો, પ્રભુ કૃપાથી થાએ લ્હેર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.—૧૧

એક રેકર્ડ ગાયન સૂણી, ખેદ થયો મુજ અપરંપાર,
જીણી નજરે જોતો ફરતો, ખરો ખ્યાલ આવ્યો તે વાર.
જોવામાં જે જે આવ્યું તે, સઘળો કીધો શોર બકોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર.—૧૨

સૌનો આત્મા સરખો માનો, સમ દ્રષ્ટિએ સર્વ સમાન,
ગરીબ ઉપર દયાજ રાખો, દુઃખીયાને તો આપો દાન.
કાલનો ભરોસો નથી ભાઈ, ઇશ્વર સાથે સાંધો દોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર-૧૩

પૈસા માટે લોભી થઇને, સ્વાર્થમાં જે અંધા થાય,
સ્વધંધામાં અનિતિ રાખે, પાછળથી એ ઘણા પસ્તાય.
સારૂં નરસુ સર્જન સમજે, અપવાદ રૂપે શોર બકોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર-૧૪

નારાયણ છે પ્રેમ પિતાશ્રી, અનુભવ જ્ઞાને આવી સાન,
માતા અમૃત પ્રેમ ભકિતએ, કરી રહ્યો છે આ ગુલતાન.
લાલી ગામે નિવાસ મારો, બીડજ સ્કુલમાં હારાદોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર-૧૫

સંવત ૧૯૯૬ ના, ભાદરવાની ચૌદશ સાર,
મગનલાલે વર્ણન કીધું, ફુરસદ લીધી શુભ રવિવાર.
રાગ દ્વેષ તો કંઇએ નથી, ન કરશો ભાઈ શોર બકોર,
ખેડુતની તો થાય ખરાબી, નિશદિન રડતો આંસુ બોર-૧૬

છપ્પો

ઉદાર ખેડુત ઉભો, નિહાળે ખેતર કયારે;
ટાઢ તાપ તન અતિ, લાગતાં પાણી વાળે.
ગણુતો નિત્ય હિસાબ, દેવાથી હ્રદય બળતાં;
થાએ અત્યંત દુઃખ, શેઠની જપ્તી થાતાં.
નિષ્ફળ ખેતી ખેડુતની, "દેવું" થતાં ધારીએ;
ભૂષણ પોષણ પરિવારનું, મોટું દુઃખ વિચારીએ.

દોહરો

એક રામ ચઢતાં ગયું, રાવણ કેરૂં રાજ;
સો રામ શિર પર ચઢે, કહો કેમ રહે લાજ.

---

## ।। ખેડુતને શિખામણ ।।

સવૈયા

હે વ્હાલા કૃષિકાર બંધવા, નિર્બળતાને મનની ત્યાગ;
અજ્ઞાનતાને દૂર કરીને, કમર કસીને કામે લાગ.
સ્વમાન તણા પાલન માટે, આંખ ઉઘાડી થા તૈયાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧

ખેતી ધંધો ઉત્તમ સારો, કેમ તજીને મીલે જાય;
અન્નપુર્ણા છે ખેતી સારી, અવર ધંધે શું ભટકાય.
હળથી બાંધો કોડ ઘણેરી, કેમ બેઠો બની લાચાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૨

ધ્યાન દઇને બુદ્ધિ પૂર્વક, કરો ભાઈઓ ખેતી કામ;
ગુલામીમાં સપડાશો નહિ, હૈયે રાખો ભારે હામ.
અન્ન દેવને ઉપજાવાથી, સઘળો ચાલે આ સંસાર
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૩

તરવારોથી દાતરડુ વધે, કબુલ કરે છે સર્વ સમાજ;
દેશનું કલ્યાણ કરવા માટે, રખે છોડતા ખેતી આજ.
સ્વાર્થ સાથે પરમાર્થ છે, સમજીલેને સઘળો સાર;
કેળવણીથી કામ કરીને, ખેતી વાડી ખંતે ધાર.–૪

કજીયા તજો કોર્ટો તજો, કરજ તમે ના કરશો ભાઈ;
ઘરનો ઉમળો સંભાળીને, ચાલો તેમાં છે ચતુરાઈ.
ખેતીવાડી પુસ્તક વાંચો, ધ્યાન દઈને કરો વિચાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૫.

કૃષિ ઉત્તેજક મંડળ સ્થાપો, દરેક ગામે કરો પ્રચાર;
ખેડુત સંઘનું સંગઠન કરો, મોરારજી પણ છે તૈયાર.
દુઃખ તમારાં દુર થાશે, કરો પ્રયત્ન શુભ પ્રકાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૬

મોજ મઝાનાં સર્વે સાધન, અન્ન મળે છે ખુબીદાર;
સંપત સઘળી તારાથી છે, બદલો આપે એ કીરતાર.
દેવામાંથી છૂટવા માટે, સમજો કંઈક સારા સાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૭

ખેતી કરવી ખેતરમાં તે, ખરાખરીનો દીસે ખેલ;
ધાન બનાવવું ધૂળમાંથી, છે તે કાર્ય ઘણું મુશ્કેલ.
કળામતથી કામો કરવાં, નીંદામણના રાખ લગાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૮

હળ નવ હાંકે આનંદથી, તકનો તાલ ના સચવાય;
આજનું કાલ કરવા જાતાં, કામકાજમાં આળસ થાય.
તે ખેતી તો ભરવાડી છે, ભરવાડોનો તે સરદાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૯

વિચાર કરીને વાવજો ભાઈ, વારા ફરતી જુદા મોલ;
ખેડ કરજો ઘણી ખંતથી, ઉપજ થાયે અદકો તોલ.

વાવણી અને ઘીની તાવણી, બંને સમજો સરખો સાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૦

તલનું વાવેતર આછું સારૂં, દેડક ઠેકે તેમ જુવાર;
કદમે કદમે કપાસ વાવો, ચારે મોલ થાય અપાર.
કોદરાને તો વાવો જાડા, આંગળમાં ઘઉં વાવો ચાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૧

હદ બહારની ખેતી ખેડે, લોક રળેને લોકજ ખાય;
સાંકડી ખેતીનું મ્હોટું ખળુ, ઝાઝી ખેતી લથડી જાય,
એકજગાએ જમીન રાખો, કુવેતરમાં દીસે સારઃ
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૨

એકજ રામે લંકા લીધી, ગયું રાવણનું મોટું રાજ;
જ્યાં સોળ રામ સાથે ચઢે, કેમ કરી રહે ખેડુત લાજ.
કરજ વિનાની ખેતી કરશો, ઉજળો દીસે તે વહેવાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૩

ખેતી પાછળ સઘળા ધંધા, દુબળો ખેડુત દીન જણાય;
હળથી બાંધે હોડ પરંતુ, વસુ વિના વિમાસણ થાય.
હિસાબ ગણીને કરજ કરજો, વ્યાજખોરનો જબરો માર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૪

અન્નથી પ્રાણ અને એ પ્રાણે, મહિતળનું સઘળુ મંડાણ;
જે મંડાણે જડ્યા પ્રાણમાં, પોષક ખેતી અગ્ર પ્રમાણ.
ઉપયોગીએ અનાજ સારાં, સમજાવું હું આજે સાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૫

કોદરા કેવાય ખડનો દાણો, સુકાળમાં સસ્તા વેચાય;
કાળ દુકાળે જીવતા રાખે, સળતા નથી તે જરાય.
કોદરી ઘણી ઉપયોગી છે, માંદાને નિરોગી સાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૬

બાજરીની બલિહારી છે, તેનો દીસે એ મહિમાય;
દૂધને રોટી મીઠાં લાગે, કાચી કોરી તે ખવાય.
સાથે મગનું સેવન રાખે, માંદા માણસને સુખકાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૭

તુરિયાનો સ્વાદ વધારવાને, લીંબુ મરચાંની સરસાઈ;
કોળાનું શાક કરવા માટે, મેથીને ગોળની ચતુરાઈ.
રસ રોટલી શાક કારેલાં, અનુપાન એ છે સુખકાર;
કેળવણીથી કામ કરીને, ખેતીવાડી ખંતે ધાર.–૧૮

કેરી લીંબુનાં અથાણાંને, કેરી મરચાં સ્વાદ રસાળ;
દુધીનું શાક કરવા માટે, ભેળવશો ચણાની દાળ.
ખેતરમાં એ સઘળું નીપજે, ધરતી માનો એ ઉપકાર;
મગનલાલ તો એમ કહે છે, ખેતીવાડી ખંતે ધાર.–૧૯

---

## ॥ મનહર છંદ ॥

નામદાર અધિકારી, પર ઉપકારી અને;
સુજ્ઞ મહાશય પાસે, અરજ ઉચ્ચારૂં છું.
ઉત્તમ ખેડુત જાત, દુઃખ દીસે જાત જાત;
દાદ તેની દીલ લેવા, થોડુંક વિસ્તારૂં છું.

અંધકાર નાશ કરો, જ્ઞાનનો પ્રકાશ કરો,
ખેડુતની આપ થકી, ઉન્નતિ હું ધારૂં છું.
ભિન્ન ભિન્ન ત્રાસ અને, નિરાશા ને અટકાવી;
દુઃખ તેનું દૂર થવા, વિનંતિ હું કરૂં છું.

## ॥ ભાર્તભૂમીને અભિવંદન ॥

( છપ્પા )

જમીનમાં રસકસ, ભરેલો છે ભરપુર;
વિવિધ પ્રકારે વળી, પ્રભુએ રચેલી છે.
અનેક વૃક્ષને વેલા, ડુંગરો સુંદર દીસે;
નિર્મળ નીરે ઘણી, સરીતા ભરેલી છે.
અનેક તળાવ અને, ખાનપાન સુદ્ધાં સર્વ;
તત્વથી ભરીને, કૃષિકારને અર્પેલી છે.
કહે છે "મગન" એવી, અતિ ભલી ભાર્તભૂમી;
ખેડુતને કલ્પતરૂ, સમાન ફળેલી છે.

## ॥ ખેડુતે કેમ વર્તવું ॥

( મનહર છંદ )

ઉદ્યમી ખેડુત હોય, તેહ હાથ જોડી કદી;
બેસી નવ રહે પણ, ખેતીમાં ગુંથાય છે.
એક બે કલાક નિત્ય, ખેતીનાં પુસ્તક વાંચે;
ખેતીવાડી માસિકને, વાંચવાને ધાય છે.
કદી જો અભણ હોય, વાંચકનું સાંભળે એ;
તેથી તેના જ્ઞાન મહી, અતિ વૃદ્ધિ થાય છે.
કહે છે મગન તેથી, ઉદ્યમી ખેડુત અંતે;
ઉત્તમ ખેડુત બની, અતિ સુખી થાય છે.

## ॥ "ખેતીવાડી વિજ્ઞાન"ને માટે શુભ આદર્શ ॥

### રૂચીરા છંદ-સવૈયા ચાલ મનથી.

હે વ્હાલા કૃષિહાર બંધુઓ, નિર્બળતા ત્યાગો;
ખેતીવિજ્ઞાન પ્રચાર કરવા, હામ ધરી કામે લાગો.
સ્વમાન કેરા પાલન માટે, યુક્તિ હવે તો કરો ઘણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૧

કૃષિ વિદ્યાનો પ્રચાર સારો, ખેતિવાડી વિજ્ઞાન કરે;
ભોળા ખેડુત જન અંતરમાં, શૌર્ય અને જ્ઞાન ભરે.
સૌથી ઉત્તમ ખેડુત સેવા, દુલેરાયે દીલ ગણી;
ખેતી વિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૨

પ્રથમ પહેલા સરા મુકામે, માસિક કેરો જન્મ ઠર્યો;
શાહિબાગને વાંસદા ફરી, ધરમપૂરમાં વાસ કર્યો.
સર્વે ધંધા છોડી દઈને, બંતે ખેતી ખરી ગણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૩

હવે તેહના ઉત્તેજનનું, કામ ખેડુતે કરવાનું છે;
ગુજરાતમાં ફરી ફરીને ખેતીવિજ્ઞાન ભાખે છે.
આળસ એમાં જો થાએ તો જનમાં હાંસી થાય ઘણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૪

નોવેલ વાર્તા ત્યાગ કરીને; ખેતીવિજ્ઞાન યાદ કરો;
ચ્હા ને બીડી ફેંકી દઈને, ખેતી પુસ્તક હાથ ધરો.
ગામો ગામે મંડળ સ્થાપો, બંતે ખેતી વ્હાલી ગણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૫

કામ આપણે માથે આવ્યું, હવે તે કેમ વિસરવું;
ખેતીવાડી વિજ્ઞાન કેરૂં, ખંતથી લવાજમ ભરવું.
સજ્જન ભરશે અન્ય સમજશે, કૃષિકાર કેરી ફરજ ગણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૬

પૂજ્ય મહાત્માશ્રી ગાંધીજી, અનેરો પાઠ શિખવે છે;
તન મનને ધન અર્પણ કરીને, ભારત સેવા ઉજવે છે.
ખેડુત થઈને કૃષિ સુધારે, કરીએ કેમ ઢીલ ઘણી;
ખેતી વિજ્ઞાન રસ બને તો વધે લાજ કૃષિકાર તણી.—૭

માનસિક શક્તિ કેળવવાને, માસિક કેરી જરૂર ખરી,
ખેતીવિજ્ઞાન પ્રચાર કરો, હૈયે અદકી હામ ધરી.
ખેતી પુસ્તક ખંતે વાંચો, સ્વધંધામાં ચિત્ત ચણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો. વધે લાજ કૃષિકાર તણી.—૮

દેશબંધુની દાઝ ધરીને, રૂઢી ટાળવા મથન કરો;
નવીન નવીન વિષય લખીને, ખેતી પત્ર ભર-પૂર ભરો.
હેત ધરીને કરો સુધારો, કૃષિકાર પ્રજા દિન બની;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૯

બાળાપણુમાં બુઢાપણુમાં, ડહાપણુમાં હંડેલ થયો:
પર ઉપકારી કામ ન કીધું, જોતાં જોતાં જન્મ ગયો.
મનુષ્યાદેહ એળે ન જાય, ફરજ બજાવો મગ્ન બની;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૧૦

વરણુ વરણુમાં ભેદ તજીને, ખેડુત ઉપર પ્રેમ ધરો;
સાથે સાથે દુઃખ સહીને, સુધારવાને મથન કરો:

આંખ ઉઘાડી હવે તપાસો, ધાર્યું થાએ ધૂળધાણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૧૧

માટે મારા વહાલા બંધુ ખેડુત કેરાં કષ્ટ હરો;
પર ઉપકારી કામ કરીને, કૃષિ ઉત્તેજક ફંડ કરો,
મંડળ સ્થાપો એજ નામનું, દાસ મગનની અરજ સુણી;
ખેતીવિજ્ઞાન સરસ બને તો, વધે લાજ કૃષિકાર તણી.—૧૨

(૧૯૨૨) મ. ના. પટેલ.

---

## ॥ ભડલી વાક્ય ॥

(દોહરા)

અષાડી સુદ પંચમી, જો ઝબુકે વીજ;
કણ વેચીને ધન કરો, લાવો બળદ ને બીજ.—૧

જેઠ અષાડે બે દિવસ, જો ગાજંતા ભડ;
નદી કિનારે ઘર કરો, ને કુવા કાંઠે ખડ.—૨

જેઠ અંતર બે દિવસ, જો વરસે ભડ;
ભડલી પૂછે કંથને, તો કુવા કાંઠે ખડ.—૩

જેઠ ગયો અષાડ ગયો, શ્રાવણ રે તું જા;
ભાદરવે જગ રેલ છે, કે છઠે અનુરાધા (સુદ)—૪

કૃતિકા કરે કેલ્યાણ, રોહિણી કરે સુકાળ;
જો વરસે મૃગશર તો, નિશ્ચે પડે દુકાળ.—૫

મૃગશર ન વાયા વાયરા, આર્દ્રા ન વરસ્યા મેહ;
જેઠી પુત્ર ન જન્મ્યા, તો રડતાં ન આવે છેહ.—૬

પૂર્વ તણી કાચબી, ને આથમતે સુર;
ભડલી વાક્ય એમ જાણે, કે દૂધે જમાડું કુર.—૭

દહાડે કરે ઘોર અંધારૂં, રાતે કાઢે તારા;
વિચાર કરીને વર્તજો, છપનીયાના ચાળા.—૮

રાત્રે નિર્મળ આકાશ રહે, પ્રભાતે મેઘાડંબર થાય;
મધ્યાન્હે વરસાદ પડે, તો દુષ્કાળ સંભળાય—૯

કાળાં વાદળ ડરામણાં, ઉજળાં વરસનાર;
જાડા પુરૂષ સોહામણા, પાતળા એ લડનાર.—૧૦

અષાંડ વદી અષ્ટમી, ચંદ્ર વાદળ છાયો;
ચારે માસ તડુકીયા, જાણે ગાંડો રાયો.—૧૧

મૃગશર ન વાયા વાવલા, આદરા ન વૂઠા મેહ;
ભરજોબનમાં નાચો બેટડો, ત્રણે હાર્યાં એહ.—૧૨

આથમણી તાણે કાચબી, જો ઊગમતે સૂર;
દાદા કહે વાછરૂ વાળજો, નકર જાશે પાણીને પૂર.—૧૩

આસો વદી અમાસડી, જો આવે શનીવાર;
ધન કણ રાખી સંગ્રહો, સૌ જગનાં નર નાર.—૧૪

આગળ રવિ પાછળ પદી, મંગળ હાલ્યો જાય;
એ વરસે અન્ન મોકળાં, હરખ ઘણેરો થાય.—૧૫

સ્વાતિ દીવા જો બળે, વિશાખા ખેલે ગાય;
તો રાણી જાયા રણે ચડે, ને પૃથ્વી પ્રલય થાય.—૧૬

શની રવી કે મંગળે, જો પોઢે જદુરાય;
તો ચાક ચઢાવે મેદની, ને કરકે પાળ બંધાય.—૧૭

ઘર અષાડી બીજડી, નોમે નરખી જોય;
સોમે અને કાં શુકરે, જળ બંબાકારજ હોય.—૧૮

## ॥ કહેવતો ઉપરથી ॥

### ચોપાઇ

ઘેલી ચિત્રા માંડે ખેલ, કાળે ઉનાળે લાવે રેલ;
ઉત્તર વાદળી દક્ષિણ જાય, વરસ્યા વિણ ન્હાણું નવાય.–૧

જો વરસે સારી હસ્ત, પાકે જો અઢારે વસ્ત;
કહે છે કે વરસે હાથિયો, મોતીએ પુરાય સાથિયો.–૨

વરસે જો રૂડા આદરા, બારે માસ પડે પાધરા;
મઘાનાં વરસે જો પાણી, જાણે મીઠી અમૃત વાણી.–૩

જેઠમાં આવે ઝાઝાં પૂર, છોકરાં ફાકે ઉડતી ધૂળ;
જાણો જો ન વરસે ઉતરા, અનાજ ન ખાયે કુતરા.–૪

કદાચ ન વરસે પુરવા, કણબી તો બેસે ઝુરવા;
જો વરસે દિવાળી સ્વાંત, ન ચાલે પિંજારા તાંત.–૫

વરસે ભરણી જો પોબાર, કણબી નાસે ઘરની બહાર;
(પણ) આદરા કરે જો ખાધરા, કણબીના તો દીન પાધરા.–૬

રોહિણી રેલે જોને સહી, એતો તેને સારી કહી;
ઠેલં ઠેલા ચાલે એ ઠીક, પણ દાઝે તેની મોટી બીક.–૭

વરસે અશ્લેખા રૂડી પેર, ઘઉંનાં ગાડાં આવે ઘેર;
પાણી પડે જો મઘા, અનાજના થાએ ઢગા.–૮

વરસ્યા અશ્લેખા જાયે ડગી, સગી તો સગી નહિતો ફગી;
ખરો નહિ તેનો આધાર, બગાડે તો કરે લાચાર.–૯

પુનર્વસુને કહે છે વખ, તે પછી જે આવે પખ;
વખ, પખ વાદીલાં કેવાય, વરસે બેઉ કે ખાલી જાય.–૧૦

અસાડ માસે બે દિન સાર, આઠમ પુનમ ઘોર અંધાર;
નજરે નીરખી જાણો ભેદ, વાદળ એટલો વરસે મેહ.–૧૧

અશ્વની ગળતાં અન્નનો નાશ, રેવતી ગળતાં નવ જળ આશ;
ભરણી વરસે તૃણુતો નથી, (પણ) કૃતિકા વરસે કલ્યાણ અતી.–૧૨

કૃતિકા જો વરસી જાય, રોણ વિજળી છાંટા થાય;
રોણ કુંડાળા તે કહેવાય, પાંચ પાકે પાંચ મોળાં જાય.(ગામ)૧૩

કૃતિકા જો વરસી જાય, રોહિણમાં વરસાદ થાય;
રોણ સુવાડી તે કેવાય, ખેડુતનું તો દુ:ખજ જાય.–૧૪

રોહિણમાં છાંટા ન થાય, વિજળી થઇને ખાલી જાય;
રોણ દાઝી તે કેવાય, ખેડુતને તો દુ:ખજ થાય.–૧૫

વાવણી એ ઘી તાવણી સાર, આળસ ન રાખો લગાર;
વહેલાં ઉઠે નર ને નાર, જેથી થાએ બેડો પાર.–૧૬

હોળી પોળી દિવાળી જેમ, એકજ વારે આવે તેમ;
સંપ તણો ધારીને નેમ, રહેજો સર્વે કુશળ ક્ષેમ.–૧૭

કલેશ કરે કામ ન થાય, તેથી સુખ સઘળું જાય;
મગન થઈને સુણો આજ, ભડલી ભણે તમારા કાજ.–૧૮

આભ ગાભ ને વર્ષાકાળ. સ્ત્રી ચરિત્રને રોતાં બાળ;
એની પરિક્ષા જે કોઇ કરે, સહદેવ જોશી પાણી ભરે.–૧૯

## દોહરા

બાપો બલિહારી બાજરો, જેનાં લાંબાં લાંબાં પાન;
ઘોડે પાંખો આવીયો, કંઈ બુઢ્ઢા બન્યા જવાન.—૧

મોઝ મઝાનાં સાધનો, અન્ન મળે ખૂબીદાર;
સંપત એ કૃષિકારથી, દે બદલો કીરતાર.—૨

ખેડ કરો ખાતર ભરો, હળો હળથી ખેત;
પાવો પાણી પ્રિતથી, સાથે ધર્મ સમેત.—૩

ખેતી કરવી ખેતમાં, ખરાખરીનો ખેલ;
ધાન કરવું ધૂળનું, છે તે ઘણું મુશ્કેલ.—૪

ખેતર વાવો ખંતથી, નીંદો નિત્ય નવીન;
ખાએ ન કસજો ખડ બીજું, એ ખેડુત પ્રવિણ.—૫

હોયે હિંમત હૃદયમાં, તક તક ત્રેવડ હોય;
રાત દિવસ રળે રીતથી, તેને તોટો ન હોય.—૬

હળ નવ હાંકે હોંશથી, તક નવ સાચવે તરત;
ભરવાડી ખેતી ભણે, વખતે ન પકડે વરત.—૭

કરવી કૃષિ કર થકી, અવર પર ન આધાર;
નજરે નિરખે નેહથી, રહે કુશળ કૃષિકાર.—૮

આંબ ફૂળે પત નિપજે, મહુ ફૂળે પત જાય;
એનો રસ જે પિવે, તેની અક્કલ મારી જાય.—૯

કણબી પછવાડે ક્રોડ, કણબી કોઈ પાછળ નહિ;
હળથી બાંધો હોડ, પેટ ભરે પાદશાહ સહિ.—૧૦

## શાર્દુલ વિક્રીડીત વૃત.

અતી છે આ ખલકમાં ખૂબ ખરી, વહેતી નદી સૂખની;
ભોગો ભાતિ અનેક છેક અરપી, ભાગે પીડા ભૂખની.

છે એ આદ્ય કળાજ આ અવનીમાં, છે અન્ય એ આશરે;
રાજા રૈયત મૂર્ખ પંડિત ધરે, ખેડુતની આશરે.—૧

તારી જોડી ન એક છે જીવનના, ગૃહવા બધા ઢંગ છે:
માનુષિ જીવ્યા તણા પ્રિય વીરા, નિર્દોષ સહુ રંગ છે.

પ્રેમે તું ફ્રૂર ગર્વથી જગતમાં, ઉલ્લાસ મોદે ભર્યો;
નિર્દોષી ઉપકારી વિર તુજને, બહુ ધન્ય હો, ધન્ય હો.—૨

( રોળાવૃત )

રે ખેડુત, તું ખરે, જગતનો તાત ગણાયો,
આ સઘળો સંસાર, પાળતો તુંજ જણાયો.

કપાસ, ફળ, ફૂલ, ઘાસ, ધાન્યને તું નીપજાવે;
અન્ન ખાય સહુ જીવ, ધરે જન વસ્ત્રો ભાવે.—૧

સહે તાપ, વરસાદ, વળી બહુ મહેનત કરતો;
રહે શરીરે લઠ્ઠ, સદા સંતોષે ફરતો.

ઉત્તમ ખેતી કરે, વળી તે પર ઉપકારી;
ખરી ખંતથી દીએ, જગતને શીખતું સારી.—૨

# ॥ કૃષીવલની કથની ॥

## હરિગીત

૧

દિલદાહથી ઉની નયન આંસુ ભીની અમ કારમી
કથની વિતકની સમજવા સાનો સમજ કરશો સમી;
જેવાં તમે તેવાં અમે સંતાન સરજનહારનાં,
બે દીનનાં બાપુ! બધા મહેમાન આ સંસારનાં.

૨

શીખ્યા નથી જો સર્વ પર સમભાવને દર્શાવવા,
બ્હાલપ વતનવાસી પરે વર ઉમળકે વરસાવવા;
જડવાદના નાદે હંમેશાં જો રહેશો ગાજતા,
નૂરે વતન નક્કી નહિ દિલ ઠારવા થાશો છતાં.

૩

ખેડૂતની ખંતીલીને અશરાફ ઉજળી જાત છે,
જે રાતદિન જગના ભલામાં મ્હાલતી ભલિભાત છે;
વરસાદના સુપ્રસાદથી ભગીરથ અમારા ભોગથી,
કરી લોહીનું પાણી ઉમંગે પોષીએ જન અન્નથી.

૪

ધખધોમ સહીએ ગ્રીષ્મમાં ને શૈત્ય શરદે સ્નેહથી,
વળી પલળીએ વર્ષા મહિં ધોધે વરસતા મેહથી;
ભડકા બળે લૂના રઝળતાં વદન કાળાં ભંઠ છે,
કંટક ભરેલા કષ્ટકર અંધારમય અમ પંથ છે.

૫

ઉંચે નજર અમ જાય ત્યાં અનહદ ગંભીર આકાશ છે,
નીચે ઉંડું પાતળ બે વચ્ચે અમારા વાસ છે;
ઉદ્યોગી સંતત રાચીએ અહિ કર્મવીર અમે ખરા,
ઉપકારી ગભરૂ જાત અમ પણ ગર્વ નવ ધરીએ જરા.

૬

ઉપદેશ ખાદીના દમામે આપવો તમને ગમે,
ગણીથી શરીર સજી સ્વદેશી ગાળીએ જીવન અમે;
પહેરી બદન ખાદીતણું મનમાંહિ મસ મલકાઓ છો,
ને દેશ—સેવક એ થકી આ મુલ્કના સમજાઓ છો.

૭

આબાલવૃદ્ધ અમે સ્વદેશી શુદ્ધ વસ્ત્રો ધારીએ,
મનહર વિદેશી વસ્તુને નવ સ્વપ્નમાં સંભાળીએ;
મશગુલ દેશહિતાર્થ કણબી કોમ તે ખુણે પડી,
સાધે સ્વદેશની ઉન્નતિરે તોય ચકડોળે ચડી!

૮

સૂત્રો અહિંસાના તમે બોધો લખાણે, ભાષણે,
ખડ નીરતા ગૌજૂથને સહૃદયી બની કો’ ટાંકણે;
છે ઢોર ઢાંખર પ્રાણપ્રિય આવી જુઓ અમ આંગણે,
અમ ઉગતું શિશુયે પશુને ગોઠિયા સરીખું ગણે.

૯

પાલક પુરાતન કાળમાં ગણી સર્વ અમને પૂજતા,
પણ આજ હૈયાહીર અમારૂં સર્વ કોઈ ચૂસતા;
થઈને શરાફ અમાપ વસમા વ્યાજની વાતો કરે.
દુષ્કાળનો અમ સંઘરો તે ભુખમરો દઈને હરે.

૧૦

નથી હાલ ધરતીમાં અમોલા પૂર્વના રસકસ રહ્યા,
ફલદ્રુપતા, સદ્ધરપણું, સહુ જમીનનાં ચાલ્યાં ગયાં;
ટપકે નયનથી આંસુડાં, ખામોશ તે કયાં લગી ટકે,
નિશદિન ઘસાતી જાત અમ કયાંથી વધુ જીરવી શકે?

૧૧

વાની વિવિધ, ખટરસ જમણ, બહુ ભાવથી જમતા તમે,
લુખાં, સુકાં, ટાઢાં, જમી અમ બાળુડાં દિન નિર્ગમે;
મ્હેલાતમાં મશરૂસુલાયમ સેજમાં પોઢો તમે,
તૃણ સાથરે. ઢેફાં ઉપર, જ્યાં ત્યાં વને સૂતા અમે.

૧૨

આતંક જરી તમ અંગમાં કંઇ યોગથી દાખલ થતાં,
બસ દાસદાસી સમૂહને અહિંથી તહિં દોડાવતા;
કરવા કમાણી વૈદ્યયુથ આવે ત્વરિત તમ દ્વારમાં,
ઔષધ અમોલાં સેવતાં સાજા બનો પળવારમાં.

૧૩

હીણુ ભાગ્યથી કાયા અમારી રોગથી કદિ કથળતાં,
વ્હાલાં શિશુ ઘરૂણી, કુટુંબીજન, પશુ, માંદા થતાં;
ઉપચાર કરવા અંતરે અનુકંપ નવ કોઇ ધરે,
રે! ગાંયજો અમ ગામનો યે આવતાં નોરાં કરે!

૧૪

ઓછો નથી અમ ઉપરે વળી જુલમ જાલિમ વેઠનો,
કોડી વિનાનાં કાસદાંનો ત્રાસ રાજા, શેઠનો;
અમને અમલદારો સતાવે આંખ ઓડે રાખીને,
કો, દાદ નવ સૂણે શું કરીએ દીનવાણી ભાખીને?

૧૫

બારોટ, ચારણ, ભાટ, બ્રાહ્મણ, સાધુ, જોગી જતિ, બહુ,
લાગાં લીએ હક દાખવી અમ શીર્ષ વસવાયાં સહુ;
રાજી અમારે રાખવાના ગામ વહિવટદારને,
ને ધુરકતા યમદૂત સમ ચપરાસના ધરનારને.

૧૬

શ્રીકૃષ્ણચંદ્ર ગીતા મહિ ગુણિયલ કથન લલકારતા,
"કર્ત્તવ્ય સર્વ કરો ન ફળની આશ કોઈ ધારતા;"
એ પાર્થસારથીના કવનની સિદ્ધતા કરીએ અમે,
જબરી અમારી જહેમતે ઉપજેલ ફળ બીજા જમે.

૧૭

ડાબો તમારી ફિલ્સુફી છો મસ્તુ એક જ સ્વાર્થમાં,
સમજો નહિ સ્હેજે અરે! પરસેવ કે પરમાર્થમાં;
કહો છો અભણ ઘેલા અમોને દોષ કોનો એ વિષે,
આપો ન વિદ્યાદાન તેમાં દોષ કહો કોનો દીસે?

૧૮

નવ ઉન્નસો અમ જ્ઞાતિને દેતાં શું જ્ઞાન પ્રદાનથી?
ક્યમ જાણકાર કરો ન ખેતીવાડીના વિજ્ઞાનથી?
વધુ પાક ઉપજે સાધનો એવાં સરળ કંઈ શોધીને,
અમ જીવન અજવાળો ન ક્યમ એ શોધ અમને બોધીને?

૧૯

ભણતર ભલાં ભણવા તમે પરદેશમાંહિ સંચરો,
વિદ્યાલયે કમનીય કલાકૌશલ્યને પ્રિય! સંઘરો;
ઉપયોગ એ હુશીઆરીનો ક્યમ દેશમાં કરતા નથી?
રસહીણ અમારા જીવનમાં નવજીવન ક્યમ ભરતા નથી?

૨૦

કંઈ શિલ્પની વાતો કરો, કે શાસ્ત્રગત ઉકેલતા,
ચિત્રણકલા, સાહિત્ય, સંગીત મોજમાં મુદ રેલતા;
પણ પ્રતિ દિવસ હંગામી હઠિયલ કામમાંહિ જૂતીએ,
નવરાશ, હાશ ન એક પળ, કક્કો કહો ક્યાં ઘુટીએ ?

૨૧

કુદરત અમારી પાઠશાળા નિયતનિયમી પાઠ છે,
હરિયાળી હૈયાઠારી ને જોડી બળદનો સાથ છે;
ચોપાસ કુંજ નિકુંજમાં કલ પક્ષીના ગુંજાર છે,
અમ દગ્ધ દિલમાં બે ઘડી એથી જ રાહત સાર છે.

૨૨

દરિયાફ કોઈ કરો નહિ ઇન્સાફ અમને આપવા,
મથતા ન મોદે કોઈ કદિ દુઃખો અમારા કાપવા;
બંકો જમાનો આત્મનિર્ણયનો ખીલ્યો છે આ સમે,
હેવાન હાલતમાં અમે રહીએ શું એ તમને ગમે ?

૨૩

બેડોળ પીડાગ્રસ્ત જો છે એક અંગ સમાજનું,
નથી શકય ભવસાગર તરણુ નક્કી સમાજ જહાજનું;
બળવાન અંગ સમાજનું સાલસ અમારી કોમ છે,
તનમાં સ્વદેશોદય થવાની વૃત્તિ રોમે રોમ છે.

૨૪

ભૂલો તમે અમને ભલે ભૂધર કદિ નહિ ભૂલશે,
પણ ભાગ્યઉદય સમય થતાં અમ ભાગ્ય ભભકે ખુલશે;
દળદર અમારાં ચૂર્ણ બનશે, પૂર્ણ મનની કામના,
દિન દોહ્યલા વીતી જશે ને પ્રકટશે આરામના.

૨૫

ધીંગી કૃષીવલ કોમ જ્યાં નબળાઈથી નમતી થશે,
એ દેશ નામનિશાન સહુ ઈતિહાસમાંથી સરી જશે;
જો હોંસને હુલ્લાસમાં કૃષીકાર જીવન ઝળહળે,
તે દેશના જનને અચળ ઉત્કર્ષ બહુ આવી મળે.

૨૬

સહુએ સહોદર આપણે સંતાન માતૃ પ્રદેશનાં,
સમભાવ, સ્નેહ, નિવાજશો બની બંધુ બેશ હુંસેશના;
નહિ તુચ્છ અમને પેખશો આવો ઉલટથી સંચરી,
સાથે વિલસીએ આપણે આ મુલકને ઉન્નત કરી.

૨૭

આર્યત્વ આજે અણુછજતું આ આર્યભૂમિથી થયું,
ગૌરવ પુરાતન જશથી ઝળકિત જગતવંદ્ય જતું રહ્યું;
સારી જહાં એકીટશે જે જોઈને મોહી રહી,
નાદર કલા કારીગરી પળમાં ગયાં અહિંથી સહી.

૨૮

દેવોય રાચ્યા જન્મ લઈ આ દેવ ભૂમિ ભારતે,
અંજાય છે આલમ અહિંની અજબ ઑાર ઈમારતે;
ભારત તણા વીરત્વની તારીફ તવારીખ ગાય છે,
પંચા પુરાતન પ્રબળતાના આજ પણ પરખાય છે.

૨૯

પરમાર્થ પ્રાણ પ્રદાન કરતા પૂર્વજો જેના અરે,
કાળો કુસંપ રમી રહ્યો છે અધમ તેને અંતરે;
શુચિ સ્નેહને સમભાવ, સેવા શૌર્ય તેજ તજી ગયાં,
ઈર્ષ્યા, અસૂયા, અબળતા, બળજોરીથી ચિત્ત સ્થિર થયાં.

૩૦

શાને વિસરવા આપણા જે જીવન જોડયા ધર્મ છે,
સાથે વહીને કર્મ કરીએ એજ માનવ મર્મ છે:
શું સંભવે જરી બેદિલી જનની ભૂમિ સંતાનમાં,
મચીએ ચલો! પ્રિય **ચંદ્ર મંગલ** હિન્દના ઉત્થાનમાં.

રાજકોટ **ક્રુમસ ચંદ્ર મંગલ.**

## ॥ કૃષિકારની અરજી ॥

### સોરઠી ગઝલ. અગર હરિગીત.

ન્યાયી જગતના બાપલા ઓ મેઘલા તું વરસજે,
કૃષિકારનાં બળતાં હૃદયને તું જરી બુઝાવજે.
અપરાધ શો છે ઇશ્વરા ? આ હિંદમાં કૃષિકારનો,
મહેનત કરી મરતા અમો, પણ ના દીઠા સુખના દીનો—૧
શું થાય છે ? કયાં જાય છે ? કહેવાય શું ? સહેવાયના !
અંતર બળી અમ રાખ થાતું, પણ ઉપાયો થાય ના.
મુડી મજુરી દાઢીયામાં દામ અડધા જાય છે !
બાકી રહ્યું તે શેઠ લેતા, શું અમારૂં થાય છે ?—૨
છુટી પડી તરછટ અમારી જીંદગી પર ભૂ ફર્યું;
જીવ્યું અગર મરવું ગણો જે જે હતું તે સૌ ગયું.
વ્યાજનો પાવર અહોનિશ અમ ઉપર વધતો ગયો !
પેઢી અમારી ને મુબારક ! વારસામાં એ મળ્યો—૩
લઇ હાથમાં ખડીયો કલમ, જ્યાં શેઠ વ્હેલા આવતા;
ઘરમાં ભલે ખાવા મળે ના, ઝટ લાડુ કરાવતા !
પરવા નથી ધનમાલની, કે છોકરાં છૈયાં તણી;
નવુ ખત પાડી આપતા રે! આબરૂ માટે વળી.—૪

દેવું ઘટે ના પાઈ પણ સૌ વ્યાજમાં પતવાઈ જતું;
રે શેઠ એના એ નુતન વર્ષે ફરી હું શું કહું.
ઓ શેઠ લાખો ને કરોડો રૂપીયા ભેગા કરો;
એ માનજો કૃષિકારના છે ધ્યાનમાં શું ના ધરો.—૫

÷ ÷ ÷ ÷

ઓ મીલવાળા, મ્હેલવાળા, શું ખબર છે આપને ?
જ્યાં મોટરોના શોર થાતા ના હિસાબો આપને.
ગાડી અને લાડી વિષે ઘેલા બનેલા પ્રેક્ષકો;
કૃષિકારની પર રહેમ નજરે ચાંપતા ઈલાજ લ્યો,—૬
અશ્રુ પડે રે મેઘલા તું શેઠ મ્હોટો અમ તણો;
આ નુર તારૂં છે છતાં, આમ શું તલાસવતો.
અરજી કરે કૃષિકાર આખા હિંદનો ઓ મેઘલા !
પણ તું કઠણ દીલનો થયો રડતા રહ્યા સૌ મેઘલા !—૭

## ॥ પ્રશ્નોત્તર ॥

"ખેતીવાડી વિજ્ઞાન" માટે ખાસ:—

પ્રશ્ન:—

## ॥ થયા શાથી ત્હમે મ્હોટા ? ॥

ગઝલ

અરે ઓ હિંદના જાયા, બગીચા બંગલાવાળા;
કરોડો-લાખની પુંજી, થયા શાથી ત્હમે મ્હોટા ?—૧
વણુજ વ્યાપારમાં આગળ, વળી ગૃહસ્થાશ્રમાં પાવર !
વિચારો ના થશો કાયર, થયા શાથી ત્હમે મ્હોટા ?—૨
ચલાવી મીલ કે ઑફીસ, સુખેથી મોટરે ચ્હડતા;
હુકમ કરતાં કરે જી—હા, થયા શાથી ત્હમે મોટા ?—૩

ગણાવા સભ્યને શાણા, અગર ઠાકોર હો રાણા;
વિવિધ વસ્ત્રો પહેરીને, થયા શાથી ત્હમે મ્હોટા ?–૪
પુરી ઘેબર શીરો સુખડી, સુગંધી ભાત ખાનારા;
સીકલ સુવર્ણના જેવી, થયા શાથી ત્હમે મ્હોટા ?–૫
ભલા ભગવાનની સૃષ્ટિ, નિભાવે કોણને સાથી ?
હિંદુ ઈસ્લામીઓ બંધૂ, થયા શાથી ત્હમે મ્હોટા ?–૬
ઉત્તર:—

## ॥ થયા તેથી અમે મ્હોટા ॥

ગઝલ

બગીચા બંગલાવાળા, કરોડો-લાખની પુંજી;
કૃષિકારે જીવન અર્પ્યું, થયા તેથી અમે મ્હોટા.–૧
વ્યણુજ વ્યાપારમાં આગળ, વળી ગૃહસ્થાઈમાં પાવર;
કૃષિકાર બાપના સરખો, થયા તેથી અમે મ્હોટા.–૨
ચલાવી મીલને ઓફીસ, સુખેથી મોટરો રાખી;
ગરીબ કૃષિકારના ખુને, થયા તેથી અમે મ્હોટા.–૩
બન્યા ઠાકોરને રાણા, ગણાયા સભ્યને શહેરી;
કરાવે લ્હેર કૃષિકારો, થયા તેથી અમે મ્હોટા.–૪
પુરી ઘેબર શીરો સુખડી, સુગંધી ભાત મગ, ચોળા;
સીકલ કૃષિકારની લઈને, થયા તેથી અમે મ્હોટા.–૫
ભલા ભગવાનની સૃષ્ટિ, નિભાવે એક કૃષિકાર;
પતિતપાવન કૃષિકારે, થયા તેથી અમે મ્હોટા.–૬

દોહરો

મોજ મઝાના સાધનો, અન્ન મળે ખુશિદાર;
સંપત મળે કૃષિકારથી, દે બદલો કીરતાર.

હરીકૃષ્ણ બુક ડીપો.
કઠલાલ. તા. ૧–૧૧–૨૧ } હરિકૃષ્ણ ભૂલાભાઈ પંડ્યા.

॥ हरि ॐ तत्सत् ॥

# પામર-પ્રસાદ

## દુનિયાના રંગઢંગ

### ॥ દંભ ભરેલી દુનિયા ॥

રાગ સવૈયા

દુનિયા દીસે દંભ ભરેલી, વર વિક્રયમાં પેઠા ચોર;
માતપિતાને ત્રાસ ઘણેરો, અબળા ચાલે આંસુ બોર.
ધોળા દાડે લુંટી લઈને, કહેતા જાય વળી ડફોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર–૧

બાળા સાટે બાપજ પરણે, કરતા મોટી એ નફટાઈ;
બૂઢ્ઢા વરને બાળા આપે. લક્ષ્મી માટે એ લોભાઈ.
આગેવાન થઈ આગળ બેસે, કન્યા વિક્રયનું ઝાઝું જોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર–૨

ગરજ વખતે કાકા કહેતા, આજીજીથી કરે સલામ;
આફત વેળા ઇજ્જત રાખો, ચૂકતે આપી દઇશ તમામ.
ખીસ્સા ખાલી જોર ઘણેરૂ, હરતા ફરતા હારાદોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર-૩

પાસે પૈસા હોય નહી ને, ચલાવતા એ પોલંપોલ;
વ્યાજે લઈ ઉછીતા આપે, ભારે કરતા બોલંબોલ.
લેણદાર પૈસા માગે તો, કરવા લાગે શોર બકોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર-૪

કેમ અલ્યા ક્યાંથી વેકર્યું છે, શાને મારે તું છે આ રોફ;
પરના પૈસે બની બેઠો, ચીનનો મોટો શ્રોફ.
ઘરમાં ખાવા ખીચડી ન્હોતી, કેમ કરે છે આવો તોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર-૫

વેશ ધરીને નિત્યે અવનવા, ફાવતું ફરે ફગડણ થઈ;
બામણ થઈને જનોઇ નાખે, બાવા થઇને કરે ભક્તાઇ.
માગ્યા લુગડે રહે રખડતા, ખીસ્સા કાતર ભારે ચોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર-૬

નાટક સિનેમા લીલાવાળા, ભાંડ ભવૈયા અપરંપાર;
જાણી બૂજી પૈસા માટે, વધારતાએ વ્યભિચાર.
પુરૂષ હોયને બૈરી બનતા, નાચ ગાન પર જબરૂં જોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર-૭

સટ્ટા ખેલાય જાત જાતના, કરતા ભારે દોડાદોડ,
ભાવ ચઢાવે ઉંચા નીચા, દોરી લોટો જોડાજોડ.

આપ્યા લીધા, ખાધા પીધા, ભારે કરતા શોરબકોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર–૮

સટોરિયા તે સટ્ટા જ ખેલે, ચલાવતા ભારે બીઝનેસ,
વાયદો અને તેજી મંદી, પાછું વળી જુએ નહિ લેશ.
ના ફાવે તો અવળી બોલે, ખાલી ખીસ્સે જબરૂં જોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૯

વાળીઝૂડી ભેગું જ કરતા, ફડીઆનું પણ પોલંપોલ,
ઉપર ઉપરથી ચોકખુ રાખે, થકવી નાખે બોલંબોલ;
ફરી બોલે તે ફડીઆભાઈ, કરતા ભારે દમામદોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૧૦

રૂવાળા જે વ્હેપારી તે, આડા બોલા અપરંપાર,
મંદી જો આવી જાણે તો, સાંધા વાંધા વારંવાર;
ભડાક દઈને ભાવજ કાપે, ના ચાલે ત્યાં કોઈનું જોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૧૧

આ સારૂં છે એમ કહીને, સમજાવે એ લાળાભાઇ,
આડાઅવળો માલ બતાવી, ચલાવતા એ ઠીક ચતુરાઈ;
કાપડીયા એ કરે કાવતરાં, ઈલેકટ્રીકનું રાખે જોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૧૨

સગી બ્હેનનું સોનું જ ચોરે, સોનીભાઇનું પોલંપોલ,
વાર ભરીને આંગળ મેલે, દરજીભાઈનું ઠેલઠેલ.
જાત જાતની ફેશન કાઢી, સૌએ ચાલ્યું દોરાદોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૧૩

લોભી ગુરૂ ને લાલચુ ચેલા, ચલાવતા એ મેલા પંથ,
બાવા દીસે ઘણી જાતના, થઇ બેસે એ મોટા સંત,
ભમતા લેખી, રઝળે જોષી, ટેલીયાની હારાદોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર,–૧૪

નોવેલ અને ગાયન વાર્તા, દીસે પેપર અપરંપાર.
દેખાદેખી બીજા છાપે, નકલીયા એ વારંવાર,
અવળાં અવળાં હાંકે રાખે, ફોગટ કરતા શોરબકોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર,–૧૫

પોલીસી ને હરિફાઈઓ, લોટરીઓનું પોલંપોલ.
લાલચ આપી પૈસા રળવા, ફોગટ કરતા બોલંબોલ,
લોભીયા જ્યાં વસતા હોયે, ધુતારાનો ચાલે દોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર–૧૬

સારા ધંધા છોડી દઈને, આંક ફરકમાં રમવા જાય,
ખંત ધરીને જુગાર ખેલે, સફેદ ઠગ તો તેજ જણાય.
ફોગટિયા એ ફગડણુ દીસે, ચોરે ચૌટે હારાદોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૧૭

નાના નોકર મોટા નોકર, સૌના ઉપર છે સરકાર;
મોટા પગાર ઘરમાં મૂકે, નાના ઉપર મોટો માર.
આજે વાહન આવું કેમ છે, સગવડ સારૂ શોરબકોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૧૮

સોનાના ચુડા પ્હેરનારી, દાતણવાળી નેતે ખાય,
દેખાદેખી ચાલ્યો આવે, હડહડતો મોટો અન્યાય.

રસોઇ ઠીક બનાવી નથી, રૂવાબથી મચાવે શોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર–૧૯

સાચા ખોટા કેસો લેતા, વકીલ થઇને વાળ્યો દાટ.
પોતાના એ અસીલ માટે, કાયદાનો તે ઘડતા ઘાટ,
શ્રીમંત સર્વે ફાવી જાએ, ગરીબ મરતા ઢગલા ઢોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર–૨૦

વૈદ વેશ્યા ને ડોકટરનો, ઉધારો ના હોય લગાર,
દરદીનો દમ જતો હોય પણુ, ફી માટે તે કરે વિચાર;
વેશ્યા વાસો ગળે જ ફાંસો, પિશાચની એ પાપી ચોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૨૧

ઘી દુધ દહીંની છોળો ઊડતી, દાળ શાકનો નહિ સંતાપ,
છાશ જ માટે વળખાં મારે, ન્હાને હોટલનો પ્રતાપ.
મલાઈ કાઢી વિદેશ આપે, ડેરી પર ડોળાંના ગોર;
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૨૨

સોદો કરવા સોગન ખાતા, ધરતા નહિ એ મન અંદેશ.
ખરૂ ને ખોટુ ભરડી મારે, વળી છપાવે એ સંદેશ.
જાહેરખબરનું જોર ઘણેરૂં, દુનિયા થઈ છે દગાખોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૨૩

હરામખોરો હોયજ લુચ્ચા, ધંધામાં નાઃ રાખે ધ્યાન,
લાંચ રૂશ્વત લેવા માટે, આડા અવળા ભરવે કાન.
પેટ ભરીને પંચાત કરે, પંચાતીયા પુરા ડફોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.–૨૪

સારી રીતે દેખાય છતાં, ચશ્મા ચઢાવી ચાલ્યા જાય.
કાંડે બાંધી રિષ્ટ વૉચને, રૂમાલ સોઢી કરમાં ગ્રાહ્ય.
ફક્કડ પાંથી ભાલ ટીકડી, ફેન્સી ડ્રેસે ફરતા ગોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.—૨૫

હોટલમાં જઇ ભજીયાં થાળી, ખુરશી ઉપર બેસી ખાય.
બ્રહ્મભોજન કરતી વેળા, પાંચ, સાત, દશ ચોકા થાય.
અજાણે કોઈ અડી જાય તો, ભારે કરતા શોર બકોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.—૨૬

મોટર ગાડી મેળા વખતે, અંત્યજ સાથે સૌ અથડાય.
ક્રિશ્ચિયનની દવા લાવી, વિના વિલંબે પીતા જાય.
ચોકખા બનવા ન્હાવા બેસે, ગામમાં કરે શોર બકોર.
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.—૨૭

વરો કરે ઘર ખેતર વેચી, જણસો મૂકી લાવે દામ,
માન મોહમાં તે લપટાયા, શેઠજીને ભરે સલામ.
હયાતમાં ના સેવા કીધી, પાછળ કરતા શોર બકોર,
દુનિયા દીસે દંભ ભરેલી, ઉપર અંદર ચારે કોર.—૨૮

## ॥ દુરાચાર વિષે ॥

(દોહરા)

ચોરી જુઠ ગુન્હા વળી, અધર્મ ને અન્યાય;
વિવિધ દુરાચારનાં, કુકર્મો કહેવાય.—૧

લાજ ઘટે સૌ લોકમાં, શત્રુતા શીર થાય;
અકાળ મૃત્યુ ઉપજે, જીવક દાણુ જાય.—૨

અન્ય સદ્દગુણુ હોય પણુ, વસે કામ ક્રોધ વિકાર;
જશ નવ પામે જગતમાં, લોક કરે ધિક્કાર.—૩

ઉત્તમ બુદ્ધિ ન ઉપજે, સુજે ન ઉદ્યમ સાર;
ગર્થ ગુમાવે ગાંઠનું, કામ ક્રોધ અપાર.—૪

કુપ પડી મરવું ભલું, પિવું ભલું વિષપાન;
અનેક દુઃખની આપદા, નહિ એ શત્રુ સમાન—૫

નામ બુડાડે બાપનું, કુળમાં ધરે કલંક;
બે શત્રુ ના બળ થકી, રાજા થાએ રંક.—૬

નાક કપાયુ તે કદી, ફરી ન સાજું થાય;
લાંછન લાગ્યું તે ફરી, જાર તણું નહિ જાય.—૭

બાંધી મુઠી લાખની, ઉઘાડી વા ખાય:
પવન વેગે ઉડતી, દેશ વિદેશે જાય.—૮

કરે કોપ સ્નેહિ સગાં, કરે કોપ નરનાર;
કરે કોપ પૃથ્વી પતિ, કરે કોપ કિરતાર.—૯

પાછળથી પસ્તાય પણુ, અંતે નહિ ઉપાય;
પડી પટોળે ભાત તે, જીર્ણ થતાં નવ જાય.—૧૦

માણુસમાં ઉજળે મુખે, બોલી ન શકાય;
વ્યભિચારીનો વિશ્વમાં, તરણા સરખો તોલ.—૧૧

હોય રાયકે રંક પણુ, નિશ્ચે બહુ નિંદાય;
શ્વાન તુલ્ય સૌએ ગણે, જીવતો પ્રેત જણાય.—૧૨

વિષય વિષની વેલડી, મૂખે કરે વખાણુ;
જ્ઞાની જન ચાહે નહિ, ગોથાં ખાય અજાણુ.—૧૩

પરધન પત્થર જાણીએ, પર સ્ત્રી માત સમાન;
ઈતના કીજે પ્રભુ ના મીલે, તુલસી દાસ જમાન.—૧૪

સ્હેજ મળે તે દૂધ બરાબર, માગે મળે તે નીર,
બળ જબરી એ ઝેર હળાહળ કંકાસે મળે કથીર.—૧૫
સાકર તજે ન સરસપણું, સોમલ તજે ન ઝેર;
સજ્જન તજે ન સહુનતા, દુર્જન તજે ન વેર.—૧૬

બમનકી ગઇ બછરી, ઓર રાવણકી ગઈ લંક;
દોનુ દુઃખ સમાન હે, ઓ રાજા ઓ રંક.—૧૭

ઉંચા જોયો બળદીઓ, નીચા જોઈ નાર;
એકલ હઠો વાણીઓ, એ ત્રણે જણ ગમાર.—૧૮

ધુતા હોય સલક્ષણા, વેશ્યા હોય સલજ્જ;
ખારાં પાણી નિર્મળાં, પણ એ ત્રણે અખજ્જ.—૧૯

વ્હાલાં શું વેર ના કીજીએ, ચૂકી ન દીજે ગાળ;
ધીરે ધીરે છોડીએ જેમ, સરોવર છોડે પાળ.—૨૦

મંત્ર જંત્ર ને મેલડી, તે તો તુતે તુત;
વળગે છે વસુધા વિષે, ભોળા જનને ભૂત.—૨૧

મન જાય તો જાના દે, તું મત જાય શરીર;
વિના પણછની કામઠી, કયું લાગેગો તીર.—૨૨

અંધા આગળ આરસી, બ્હેરા આગળ વાત;
મુર્ખને સમજાવતાં, સામો થાય સંતાપ.—૨૩

દાસ મગન એમ વિનવે, વાંચક મારા વીર,
શીખ સારી નવ ભૂલે, જે હોય ગુણ ગંભીર.—૨૪

છપ્પો

કાજળકી કોટડીમાં, કેસેહી જતન કરે;
કાજળકી એક રેખ, લાગે હી લાગે.
દેખો એક બાગનમે, ફુલો કે આસનમે;
કામની કે સંગ કામ, જાગે હી જાગે.
કહત હૈં બિહારીલાલ, વૈસો હમારો ખ્યાલ;
કુસંગ કો સંગ ફંદ, લાગે હી લાગે.

॥ શાર્દુલ વિક્રીડીત ॥

રે રે કુંભ કુવા વિષે ઉતરીને, પોકારતું શું કરે;
જો આયુષ્ય હશે તુજ તણું, તો તો અહીં ઉગરે.
જે જાશે વિષયવારીનાવમળમાં, તેની દશા આ થશે;
ફાંસો ઘાલી ગળા વિષે જરૂર તે, ઉંડે ઉંડે લઈ જશે.

## ॥ ચેતવણી ॥

૧. વિનાશ કાળે વિપરિત બુદ્ધિ.

૨. કંથેરમાં હાથ ઘાલવો નહિ. ગમે તેટલી ચિવટથી કામ કરવા છતાં પણ ઉઝરડા થયા સિવાય રહેજ નહિ. કારણ કે તેનો સ્વભાવજ એવો હોય છે, જેથી તે અવળ કંટક કાંટા ધરાવે છે.

૩. વાડ નહિ તો વાડનો કાંટો તો સાંભળેજ? તેવી રીતે છૂપી વાત પણ મોભારે ચઢીને બોલાવાની જ. અને તે વખતે શોકાગ્નિમાં સળગેજ છુટકો.

૪. "સાક્ષરા વિપરીતા ભવા" જ્યારે સાક્ષરની બુદ્ધિ વિપરીત થાય છે. ત્યારે તેને શાસ્ત્રો પણ નકામાં જાય છે. વાડ જ જ્યારે ચીભડાંને ગળે છે. ત્યારે વાડનો નાશ નક્કીજ છે. એ નિઃસંશય છે.

૫. "ડુંગર દૂરથી રળિઆમણા. પણ પાસે જઇએ ત્યારે બિઆમણા." આંખની અને જોવાની વૃત્તિના ફેરને લીધે, ખરાબ હોય પણ સુંદર લાગે છે. અને સુંદર હોય, પણ ખરાબ લાગે છે. બીજીજ પળે તે ઉલટાં ભાસે છે.

૬. ઇંદ્રવર્ણું ઉપરથી જોતાં રળિયામણું લાગે છે, પણ અંદર તો હળાહળ ઝેર ભરેલું હોય છે. જેમાં રૂપ વધારે હોય, તેમાં તેટલા પ્રમાણમાં ગુણ ઓછા હોય છે. જેમકે:– સોનામાં સુગંધ હોતી નથી.

૭. "છે વિષય વિષનો પ્યાલો, જમપુર નક્કી ઝાલો." વિષયોમાંથી ત્યાગ વૃત્તિ કરેજ સુખ મળે. વિષયોને જેમ વધુ ભોગવવામાં આવે તેમ તેની તૃષ્ણા વધે છે. પછી તેમાંથી છુટવું દુર્લભ છે.

૮. કુવચની માફક વિષયો વળગતાં વાર લાગતી નથી, વાડેથી ઉડીને વળગે છે, અને તે વળગાડનો નાશ કરવામાં મુશ્કેલી છે. માટે તેનાથી દૂર રહેવું, એજ હિતકર છે.

૯. રોલ્ડ ગોલ્ડનો ભપકો સોનાથી પણ સરસ દેખાય છે. પણ તે થોડા સમય માટેજ. પતંગીયાની માફક તેનાથી અંજાવું નહિ.

૧૦. વાતાવરણ વધારે અસર કરે છે, માટે વૈખરી વાચા બોલવી નહિ, તેમ સાંભળવી પણ નહિ.

સંત મિલનકું જાઇએ, સત્સંગમાં હજુર; ૧
સીધા રસ્તે ચાલીએ, દુરિજનથી દૂર.
વિષયથી રહો વેગળા, ધારી મનમાં ધીર;
દાસ મગન વિનવે, સુણજો વ્હાલા વીર. ૨



॥ પરોપકાર્થે ॥

# ॥ સર્પ વિષનાશક ઔષધો ॥

( ગુજરાત શાળાપત્ર. એપ્રીલ ૧૯૪૦ ના અંકમાંથી )

સર્પ મનુષ્ય જાતિનો અને અન્ય પ્રાણી માત્રનો પ્રાણઘાતક શત્રુ છે, એ બીના કોઈથી પણ અજ્ઞાત નથી. દરેક માણસે નાનેથી મોટા સુધીના એ બનાવની અનેક ઘટનાઓ જોઈ તથા સાંભળી હશે. તેનું કારણ એજ કે દર વર્ષે લાખો મનુષ્યો અકાળ મૃત્યુથી પોતાના સ્વજનોને વિયોગમાં રોતાં કકળતાં છોડી આ સંસારમાંથી પ્રયાણ કરે છે. બહુજ થોડા માણસો છે કે આની જડીબુટ્ટીઓ દ્વારા સાધારણ ઉપાયો કરી શકે છે. પરંતુ એ આખી દુનિયા પર ઉપકાર કરી શકતા નથી, વળી આ બનાવ અકસ્માત બને છે, જેથી લોકો ચિકિત્સા જાણવાવાળાની શોધમાં દોડાદોડ કરે છે, ત્યારે બીજી બાજુ માણસના પ્રાણ-પંખેરૂ ઉડી જાય છે.

ગામડાઓમાં સર્પદંશને જાણવાવાળા માણસ થોડા હોય છે. ગામવાસીઓની કરૂણાજનક હાય સાંભળીને દરેક માણસનું હૃદય કંપી ઉઠે છે. આથી નીચે જણાવેલી વિધી પ્રમાણે ચિકિત્સા કરતાં મનુષ્યના પ્રાણ બચી જાય છે. એટલુંજ નહિ, પણ તેના તમામ સગાસંબંધીઓનો શુભ આશીર્વાદ મેળવવાને ચિકિત્સક ભાગ્યશાળી બને છે.

નીચે સર્પદંશની ઓળખવાની યુક્તિ અને તેના અનુભવ સિદ્ધ ઉપાયો લખવામાં આવ્યા છે. તે ઘણાજ સરળ છે.

**સર્પદંશ ઓળખવાની યુક્તિઃ—**

(૧) નાગરવેલનું પાન દંશ પર દાબી રાખવું, એટલે વિષાહાર દંશ હશે તો પાન ઉપર દંશ જેટલો જ ને અગ્નિએ શેકવાથી પડેલા ચાઠા પ્રમાણે ડાઘ પડશે.

વળી એજ પાન દંશ પર ચોળવાથી દંશ કાળો થશે.

(૨) સર્પદંશ થએલા માણસને મરચાં, મીઠું, (લવણ) અને કડવા લીમડાનાં પાન ખાવા આપવાથી તે માણસ એ પદાર્થોનો સ્વાદ બીલકુલ જાણતો નથી. તેને તે પદાર્થો મીઠા લાગે છે.

(૩) કાળી માટી દંશવાળા માણસને ખાવા આપવી, જો તીખી લાગે તો સર્પદંશ અને મીઠી લાગે તો ઉંદરનું વિષ જાણવું.

## પ્રથમ ઉપાય—

તત્ક્ષણ સર્પવિષ શરીરના જેટલા ભાગ પર ચઢ્યું હોય તે જગ્યાથી ચાર આંગળ છેટે ઉપરની બાજુએ એક દોરી અગર કપડું લઈ જોરથી તાણી બાંધવું. જેથી વિષ વડે મિશ્રિત થએલું રક્ત ત્યાંનું ત્યાંજ રહે. બાદ દંશને જરા છેદી તેમાંનું લોહી જરા કાઢી નાંખવું. અને નીચે લખેલા પ્રયોગોમાંથી જે અનુકૂળ પડે તે શરૂ કરવો.

## પ્રયોગ–૧

છ માસા અરીઠાંનાં ૧૫ તોલા પાણીમાં ખૂબ ઘૂંટી પાણી ગાળી તૈયાર કરવું. અને ફટકડીનું ચૂર્ણ આઠ માસા ખવાડવું. ઉપરથી અરીઠાનું પાણી પીવડાવવું. એનાથી ઉલટી થશે. એક વખત ઉલટી થઈ જાય એટલે ફરી પાછું એવીજ રીતે પાવું. આ પાણી એટલે સુધી પાતા રહેવું કે માણસને લીમડાનાં પાન કડવાં લાગે એટલે સમજી લેવું કે ઝેર શરીરમાંથી નીકળી ગયું છે. જ્યાં સુધી શરીરમાં ઝેરની અસર રહે છે, ત્યાં સુધી મનુષ્યને લીમડાનાં પાન કડવાં લાગતાં નથી.

## પ્રયોગ–૨

આ પ્રયોગ લેપનો છે, લેપ પહેલેથીજ તૈયાર કરી રાખવો જોઈએ. સદરહુ લેપ દંશવાળા સ્થળેથીજ ઝેરને કાઢી નાખે છે.

આકડાના રવૈયામાં રહેલું રૂ (તુર) આશરે બે વાલ, અરીઠાનાં ફોતરાં તોલો ૧, મોરથુથુ માસા ૩, હુકાની ચલમ નીચે બાઝેલો

મેલ. (આ મેલ મેરની ટોચ પર વધુ બાઝે છે) તેને ઘણાખરા લોકો કફ કહે છે તે માસા ૨, એ ચારે ચીજોને સુક્ષ્મ પીસીને ત્રણ કલાક સુધી આકડાના દૂધમાં ખરલમાં નાખી દૂધ સુકાતાં સુધી ઘૂંટવું, એમ ત્રણ દિવસ દરરોજ તાજુ દૂધ નાખી પ્રતિદીન ત્રણ ત્રણ કલાક ઘૂંટી પાઉડર તૈયાર કરવો. જ્યારે જરૂર પડે ત્યારે દંશવાળી જગાએ ચપ્પુથી જરા લોહી કાઢી ઉપલો પાઉડર જખમ પર તોલો ૦| ભભરાવી ઉપર આકડાના દૂધનાં દશબાર ટીપાં પાડવાં એટલે તમામ ઝેર નાશ થશે (તમામ ઝેર બહાર નીકળી જશે.)

## પ્રયોગ–૩

પાકુ લીંબુ નંગ ૧ લઈ તેમાં નેપાળાની (જમાલગોટા) બીજ સમાઈ જાય એવાં ૭ છિદ્રો પાડવાં, ત્યારબાદ ઉપર કહેલી ચીજો અંદર દાખલ કરી લીંબુને મલમલના કપડામાં બાંધી સાત દિવસ લટકાવી રાખવું. આઠમા દિવસે તમામ ચીજ બહાર કાઢી એકાદ દિવસ ઠરવા દઈ તે બીજા તાજા લીંબુમાં ઉપર જણાવેલી વિધિથી દાખલ કરી કપડે બાંધી બીજા સાત દિવસ લટકાવી રાખવું એ પ્રમાણે સાત અઠવાડીયાં દરેક અઠવાડીએ નવા નવા લીંબુમાં ઉપરની ચીજો દાખલ કરવી. છેવટે પચાસમા દિવસે સદરહુ ચીજોને બહાર કાઢી છાયામાં સુકાવા દેવી. સંપૂર્ણ સુકાયા બાદ એક શીશીમાં આ બીજ ભરી રાખવાં. બસ સર્પ વિષનાશક સાત મહોરા તૈયાર થયા, જરૂરના પ્રસંગે સર્પ વિષના દરદીને દંશ પર જરા છેદ કરી એક બીજ જખમ પર મૂકવી. અવશ્ય ઝેર ચૂસી લેશે એ પ્રમાણે ઈચ્છાનુસાર ગમે તેટલા મહોરા તૈયાર કરી અકાળ મૃત્યુના મુખમાં સપડાએલ મનુષ્યના પ્રાણ બચાવી શકાય છે.

## પ્રયોગ–૪

સાટોડી, તાંદળજો અને કાનફાડી ઉર્ફે તનમનીયા આ ત્રણે વનસ્પતિના છોડ પંચાંગ સહીત લાવી સરખા પ્રમાણમાં લઈ લીલી

લીલી સારી રીતે વાટી તોલા તોલાની ગોળીઓ બનાવી છાયામાં સુકાવા દેવી સુકાયા બાદ શીશીમાં ભરી રાખવી જરૂર પ્રસંગે એક ગોળી દૂધ શે. ૦। માં ઘુંટી પાઈ દેવી અને એક ગોળી દૂધમાં ઘુંટી દંશ પર લેપ કરવો. એમ કલાક કલાકને અંતરે ત્રણ ચાર વખત કરવું. જરૂર આરામ થશે.

## પ્રયોગ–૫

સર્પ અને નોળીઆની તકરારમાં નોળીઓ જે વનસ્પતિ વિષનાશ માટે ખાય છે તે વનસ્પતિ સર્વત્ર મળી શકે છે. જેનાં કેટલીક ભાષામાં નામ આપવામાં આવ્યાં છે. સંસ્કૃતમાં–દ્રોણપુષ્પી, હિંદીમાં–ગૂમા અને ગુજરાતીમાં કુબો કહે છે.

આ વનસ્પતિ ચોમાસામાં ઉગી આસો તેમજ કારતક માસમાં ખેતરો તેમજ જંગલમાં મળી શકે છે. આ વનસ્પતિનો આખોમૂળ સાથે લીલો છોડ લાવી ખાંડી સોપારી જેવડી ગોળીઓ બનાવી છાયામાં સુકવી રાખવી સુકાયા બાદ શીશીમાં ભરી રાખવી. જ્યારે જરૂર પડે ત્યારે સર્પવિષવાળા. દર્દીને એક ગોળી પાણીમાં ઓગાળી પાઈ દેવી, કલાક બાદ બીજી, અને કલાક બાદ ત્રીજી એ પ્રમાણે કલાક કલાકને અંતરે ચાર ગોળી પાવાથી ઝેરની અસર બીલકુલ રહેતી નથી.

**અસાધ્ય લક્ષણો**:-પીંપળાની નીચે, સંધ્યાકાળે, સ્મશાનમાં, ઝાડ ઉપર તથા મર્મસ્થાનમાં સર્પદંશ થયો હોય તો તે અસાધ્ય જાણવો જેના આખા અંગમાં વિષ પ્રસરી ગયું હોય, જેને કાપવાથી લોહી નીકળતું નથી, મારવાથી સોળ પડતા નથી અને શરીર પર ટાઢું પાણી નાખવાથી રોમાંચ ઉભાં થતાં નથી તથા જેના વાળ ખરી પડે છે તેવા મનુષ્યને સારૂં થતું નથી.

મહેતાજી–લો. બો. સ્કુલ **કડોદરા.** } **જીભાઇ રામભાઇ બારૈયા.**
તા. વાગરા.

અર્થ અનુક્રમે ૧, શ્રી કૃષ્ણની પ્રિય લીલાનું નામ, વળી જેણે અસહકારમાં હીજરત પણ કરી હતી. ૨. તેજ, ખૂબસુરતી, સુંદરતા, ૩. હાનો ઉલટો જવાબ, નક્કીથી નકાર બતાવનારો ચોક્કસ શબ્દ, ૪. સાંકડો રસ્તો, સ્ત્રી. ૫. સરખી, સીધી, જેવી ને સમડી થાય.

પ્રશ્ન (૩) એવી પાંચ મુંબાઈ ઈલાકાની નદીઓનાં નામ લખો કે, જેનો અર્થ અનુક્રમે ૧, દરીઆ જેવી. નર જાતી, ૨, ભોગ લેનાર, નરજાતી, ૩, ૪, કુમારીકા. ૫, શ્રી કૈલાસ-ની પવિત્ર પુત્રી.

પ્રશ્ન (૪) એવાં પાંચ ઝાડનાં નામ લખો કે–જેનો અર્થ અનુક્રમે ૧ હનુમાનજીના પિતા, ૨, અસલના રાજાનું નામ, પીળાં ફૂલ થાય છે. ૩, જેનાં લાકડાંમાં પણ સુગંધી હોય છે. દેવ-સ્થાનોમાં પણ ઉપયોગ થાય છે. ૪, ઈમારતી ઝાડ, વલો-વવાનું સાધન. ૫, દાણા ભરવાનું માટીનું સાધન.

પ્રશ્ન (૫) એવા પાંચ છોડનાં નામ લખો કે:—જેનો અર્થ અનુક્રમે ૧ શુભ શબ્દ, સુવાવડમાં ઉપયોગી અનાજ. ૨. જેનાં પાન અને માળા પવિત્ર છે. પ્રભુની પ્યારી વસ્તુ, જેને માતાની ઉપમા મળી છે. ૩. પાણીનો મોટો ઉંડો ખાડો પૂજન થાય છે. ૪. ( પાન બાજરીઉં ) ઘણો સરસ ઇલાજ. ૫. ( લજામણી ) રીસવાળી સ્ત્રી.

## પ્રશ્નોત્તરમાળા ૩

પ્રશ્ન (૧) એવા પાંચ પવિત્ર શબ્દ શોધી કાઢો કે:—જેની પાછળ અમૃત શબ્દ હોય.

પ્રશ્ન (૨) ફક્ત એક જ અક્ષરના એવા પાંચ શબ્દ શોધી કાઢો કે:– જેનાથી ભારતભૂમિનો બલ્કે સૃષ્ટિનો આધાર છે.

પ્રશ્ન (૩) સ્વર્ગસ્થ શ્રી સ્વદેશ ભક્તોનાં એવાં પાંચ નામ શોધી કાઢો કે જે નામના અક્ષરની સંખ્યા અનુક્રમે ૮, ૯, ૭, ૯, ને ૮, થાય જેમકે–લાલા લજપતરાય.

પ્રશ્ન (૪) જેની સંખ્યા બાવન બોલાતી હોય એવાં પાંચ નામ લખો–જેમકે–બાવન ઉપનિષદ.

પ્રશ્ન (૫) ખાવાના ઉપયોગમાં આવતાં એવાં પાંચ મોટાં ફળનાં નામ લખો કે–જેની પાછળ ફળ શબ્દ લાગેલો હોય જેમકે–જામફળ.

## પ્રશ્નોત્તર માળા ૪ ( કોયડો )

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ■ | ૨ પ | ૩ | મે | ૪ | ૫ ર | ■ | ૬ | |
| ■ | ■ | ૭ | | ■ | ૮ | | તિ | ■ | ■ |
| ૯ | ■ | ન | ■ | ૧૦ | ર | ણી | ■ | ૧૧ | વી |
| ■ | ૧૨ ગ | ■ | ૧૩ કા | ■ | ■ | ■ | ■ | ૧૪ ગા | |
| ૧૫ પ | | ગ | | ■ | ૧૬ ન | ૧૭ | ૧૮ દ | ■ | ■ |
| | ■ | ■ | ■ | ■ | ૧૯ | | | ■ | ૨૦ |
| ૨૧ પ | ૨૨ | ૨૩ ધ | | ■ | ટ | ■ | મ | ■ | |
| ૨૪ | ક | | ■ | ૨૫ ના | ■ | ■ | ■ | ૨૬ | બ |
| ૨૭ ર | | કા | ■ | ૨૮ | ૨૯ ક્ષુ | ૩૦ શ્ર | | ■ | દા |
| ■ | ૩૧ ક | | ર | ■ | ૩૨ | | ■ | ૩૩ | ર |

## —: ઉકેલ ચાવી આડી :—

૧. પ્રણવ મંત્ર. ૨. જગકર્ત્તા. ૬. શુભ. (શબ્દ અને અંક) ૭. કિનારે. ૮. સારી બુદ્ધિ. ૯. બીજ. ૧૦. કૃત્ય. ૧૧. માથા વીનાના દૈત્યને.........કહે છે. ૧૪. અસલના રાજાનું નામ. ૧૫. પર દુઃખે દોડનારને.........કહે છે. ૧૬. કલદાર. ૧૯. પ્રેસના ડીઆચાને... કહે છે. ૨૧..........પત્થર જેવું જાણવું. ૨૪. તમાકુમાં...નાખે છે. ૨૬. માંદા માણસને......આપે છે. ૨૭......નું ઘાસ ઢોરનું લોહી વધારે છે. ૨૮. એક મોટા ઝેરી પ્રાણીને......કહે છે. ૩૧. સૌને કાલ પાળવો પડે છે. ૩૨. હારકાં પવિત્ર......ગણાય છે. ૩૩. વધુ બોલવામાં......રહેતો નથી.

## —: ઉકેલ ચાવી ઉભી :—

૨. પાવાગઢનું......થયું. ૩. ભજ. ૪. સાચા સગપણનું સ્થાન. ૫. સુંદર સ્ત્રી. ૧૧. ઘણા......ને ઇનામ મળશે. ૧૨. લક્ષ્મી. ૧૩. ......ને દ્રાક્ષ મીઠાં લાગે છે. ૧૫. બીજાનું ભલું કરે તે...કહેવાય. ૧૬. નિર્લજ. ૧૭. રસ. ૧૮. ડાઘ, ભપકો. ૨૦. તમે તો મોટા ......છો. ૨૨. નકામી......કરવી નહિ. ૨૩. નિરંતર નાડીના...... થયા કરે છે. ૨૫. નૃત્ય. ૨૯. ક્ષુધા. ૩૦. મહેનત.

**નોંધ**—આ પ્રશ્નોત્તર માળાના જવાબ સમજાણ પડે તેવી રીતે ચોકખા અક્ષરો જુદા કોરા કાગળમાં ક્યા પ્રશ્નોતરના જવાબ છે તે ખુલાસાવાર લખી મોકલશો. કાગળની એકજ બાજુએ લખશો.

# અગાઉથી ગ્રાહક થઇ પુસ્તક લેનાર ભક્તિ, જ્ઞાન ને વિદ્યારસિક સદ્‌ગૃહસ્થોની નામાવલી.

પુસ્તકની સંખ્યા   નામ અટક સાથે   ગામ   તાલુકો

૬૦ રા. રા. ચુનીલાલ ભુધરદાસ પટેલ   રખીયાલ—અમદાવાદ
૫૦ ,, દરબારશ્રી નારણસિંહજી ચંદ્રસિંહજી સાહેબ
પાટડી સ્ટેટ—વીરમગામ
૨૦ ,, રેવાશંકર નાનાલાલ વૈદ   બીડજ—મહેમદાવાદ
૨૦ ,, ગટોરભાઈ હિંમતલાલ પટેલ—હનુમાનની પોળ
કાળુપુર—અમદાવાદ
૨૦ ,, ભીખાભાઈ મફતલાલ રામી—રખીઆલ—અમદાવાદ
૨૦ ,, ફકીરભાઇ પ્રલ્હાદભાઇ પટેલ   ,,   ,,
૧૦ ,, શેઠ વિશ્વંભર માણેકલાલ—લતીફનું ડહેલું   ,,
૧૦ ,, શકરાલાલ શીવલાલ પટેલ—હવાડાની પોળ–ગોમતીપુર
,, ડાહ્યાભાઈ છગનભાઈ પટેલ મસ્કતી મારકીટ—અમદાવાદ
,, રાયમલજી ખેંગારજી દરબાર   ,,   ,,
,, પ્રેમચંદ મનસુખરામ   કપાસીઆ બજાર   ,,
૫ ,, કાન્તીલાલ અચરતલાલ પરીખ—રજપુતવાડો–અમદાવાદ.
૪ ,, રામજીભાઈ ભાઈજીભાઈ પટેલ—ભવાનપુરાની પોળ,
શાહપુર—અમદાવાદ
૨ ,, પ્રમોદરાય રેવાશંકર વ્યાસ—તળીયાની પોળ—અમદાવાદ
૨ ,, માણેકલાલ ગંગારામ ફડીઆ—દાણાપીઠ   ,,
૨ ,, પ્રલ્હાદજી કહાનદાસ પટેલ—ચીમનપુરા—અસારવા
૨ ,, શંકરલાલ ભુલાભાઈ પટેલ—રખીઆલ—અમદાવાદ
૨ ,, ખોડાભાઈ આશારામ રામી—   ,,   ,,
૨ ,, કેવળભાઇ તારાચંદ પટેલ—લાલી—મહેમદાવાદ
૨ ,, ભુલાભાઈ સોમાભાઈ પટેલ—   ,,   ,,
૨ ,, મુળજીભાઇ આત્મારામ પટેલ—   ,,   ,,
૨ ,, ધર્મદાસ ત્રીભોવનદાસ પટેલ—બીડજ—મહેમદાવાદ
૨ ,, ગોરધનભાઈ ગબડભાઈ પટેલ—   ,,   ,,
૨ ,, કેશવલાલ ઓતમભાઈ પટેલ—કેળીઆવાસણા—ધોળકા.

| સંખ્યા | નામ | ગામ | જીલ્લો |
|---|---|---|---|
| ૧ | શ્રી શોભણભાઈ દલીચંદ પટેલ | તીરોડા | તીરોડા |
| ૧ | ,, અમૃતલાલ ત્રીભોવનદાસ | દીલ્હી | દીલ્હી |
| ૧ | ,, ફુલાભાઇ ઝવેરદાસ પટેલ | નરોડા | અમદાવાદ |
| ૧ | ,, ઇશ્વરલાલ ચેલદાસ પટેલ | પલોડીયા | ઘુમા |
| ૧ | ,, છોટાલાલ તલકચંદ શાહ | ગોરખપુર | ગોરખપુર |
| ૧ | ,, મોહનરામ કાસીરામ પંડ્યા | કુંભી | કુંભી |
| ૧ | ,, પુનમચંદ બાલદાસ પટેલ | આગરા | આગરા |
| ૧ | ,, સોમાભાઈ અભેસીંગ હેડમાસ્તર | લાંભવેલ | આણંદ |
| ૧ | ,, દાદાભાઈ નવરોજજી વાંચનાલય | બોરીઆવી | ,, |
| ૧ | ,, રણછોડભાઈ રેવન્દાસ | કાસર | ,, |
| ૧ | ,, જોઈતાભાઇ ત્રીકમદાસ પટેલ | ઉમીયાપુરા | મહેમદાવાદ |
| ૧ | ,, મણિલાલ હાથીભાઈ પટેલ | દેવાતજ | માતર |
| ૧ | ,, ઉગરચંદ કુબેરદાસ પટેલ | જેતલપુર | દસક્રોઈ |
| ૧ | ,, કૃષ્ણલાલ હરીલાલ દેસાઈ | જેકા ભગતની ખડકી | દરીઆપુર |
| ૧ | ,, ડાહ્યાલાલ કેશવલાલ પટેલ | રાંધેજા | કલોલ |
| ૧ | ,, નાથાલાલ ઈશ્વરલાલ પટેલ | પરકોટા | વીરમગામ |
| ૧ | ,, મોતીભાઈ નાથાભાઇ પટેલ | મામુનાયકની પોળ, | અમદાવાદ |
| ૧ | ,, ભીમજીભાઈ સવજીભાઈ ચાવડા | શાહપુર ગરનાળાની પોળ, | અમદાવાદ |
| ૧ | ,, વેદાન્તશાસ્ત્રી રૂપરામજી મહારાજ | દરીઆપુર, બારડોલપુરા | ,, |
| ૧ | ,, મંગળદાસ શીવાભાઈ પટેલ | શાહપુર વડવાળી પોળ, આર. સી. હાઈસ્કુલ પાસે, | ,, |
| ૧ | ,, કેશવલાલ ઝવેરદાસ પટેલ ધી વિશ્નુ બ્રેઈડ એન્ડ લેસ મેન્યુફેકચરીંગ કું. ઠે. દીલ્હી દરવાજા બહાર, | હઠીભાઈની વાડી | અમદાવાદ |
| ૧ | ,, સવૈલાલ નાથાલાલ સોની ઠે. સાંકડી શેરી, | લાલા વસાની પોળ, | ,, |

